# कन्याविक्रय निषेधदर्शक.

निबंध.

બનાવનાર.

ત્રવાડી કેશવજી વિશ્વનાથ,
જામનગર તાબે જાંબુડાના મેહેતાજી (વતન ધ્રોળ.)

दोहरा.

पुत्रीने परणावतां, कोडि न धरवी हाथ ;
कोडे कन्यादान दई, पात्र पुरूषनी साथ. १
शास्त्र सार समजी करी, देवुं कन्यादान ;
धर्मीनो ए धर्म छे, वांचो कहुं निदान. २

છપાવી પ્રસિદ્ધ કરનાર.
जामनगर श्रीमाळी शुभेच्छक सभा.

अमदावाद मध्ये
મામાની હવેલીમાં યુનાઇટેડ પ્રિન્ટીંગ અને જનરલ
એજન્સી કંપની "લિમિટેડ" ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપ્યો.

સંવત ૧૯૪૧ કિંમત રૂ૦-૪-૦ સને ૧૮૮૫

# અર્પણપત્રિકા.

મેહેરબાન ઓઝા શ્રી મનસુખરામ કુબેરજી ઘોઘારી. નામદાર સરકારના ઓરીએંટલ ટ્રાન્સલેટરના ગુજરાતી આસિસ્ટંટ.

સાહેબ,

મુ. મુંબાઈ.

આપ આપણી શ્રીમાળી જ્ઞાતિનું શ્રેય ઇચ્છીને શ્રેય કરવા ઘણો શ્રમ લોછો, સ્વજ્ઞાતિ અભિમાનનો નિર્મળ ઝરો આપના નિર્મળ અંતઃકરણમાં સદા વહેતો જોવામાં આવે છે. કન્યાવિક્રય જેવા દુષ્ટ અને નઠારા રીવાજોથી આપનું દિલ દાઝે છે, અને તે દૂર કરવાના ભલા પ્રયત્નમાં આપનો હાથ હમેશ જોવામાં આવેછે. થોડા માસપર નામદાર મુંબઈના ગવરનર સાહેબની સ્વારી સાથે આપનું જામનગર પધારવું થતાં આપે સભાને દર્શનનો લાભ આપી શોભાવી હતી; તે વખતથી આપની નિર્માની, નિર્મળ પ્રેમથી ભરેલી, અને સદા હસમુખી આકૃતિ મારા અને મારા મિત્રોના મનમાં કોતરાઈ રહીછે. આપ સારા દરજ્જાની નોકરીપર છતાં જાતે નિરાભિમાની રહી સ્વજ્ઞાતિનું અભિમાન ધરાવો છો ઇત્યાદિ ઇત્યાદિ કારણોને લીધે મોટા માનની નીશાની તરીકે આ સાથે આપનું શુભ નામ જોડી આ લઘુ પુસ્તક આપ.વડીલને અર્પણ કરવામાં હું કર્તા અત્યાનંદ મેળવુંછું.—

કેશવજી વિશ્વનાથ ત્રવાડી.

કર્ત્તા.



# પ્રસ્તાવના.

પ્રિય મિત્રો, આપણા દેશની કેટલીક જ્ઞાતિઓમાં પુત્રીના પૈસા લઈ ગમે તેવા વરની સાથે વરાવવાનો દુષ્ટ ચાલ પેશી ગયો છે, અને દિવસે દિવસે પેસતો જાય છે. આ ચાલ ખરેખરો ગુલામ વેચેછે, તેના જેવો છે. અને તે જ્ઞાતિને હીણપતમાં નાખનાર અને હલકી પંક્તિમાં લાવનાર છે. આ ચાલ કેટલીક ઉત્તમ જ્ઞાતિઓમાં પેઠેલો જોઈ, હલકી જ્ઞાતિ વાળાઓ, તથા મુસલમાનો, તથા જેનામાં એ ચાલ નથી, તેઓ તેમને હલકા ગણી નિંદે છે; ને ધિક્કારે છે. તો પણ તેવી જ્ઞાતિમાં તે ચાલ અટકાવવાને કોઈ તરફથી પ્રયત્ન થતો જણાતો નથી. ઘણા લોકો પોતાના ધર્મશાસ્ત્રથી સાવ અજ્ઞાન હોવાને લીધે, તેમને સમજવાને યોગ્ય સાધનો નથી. તેથી કન્યાવિક્રયથી શું હાની છે, ને કેવું પાપ થાય છે, તે તેઓ સમજી શકતા નથી; એટલે ટગર ટગર જોયા કરી ગાડરીઆ પ્રવાહની પેઠે એક દેશી ( સારી હોકે માઠી ) પકડી ચાલ્યા કરેછે: વળી તે કુચાલથી ટલા ગેરફાયદા છે, તથા કેવું પાપ લાગે છે, તે જે જાણેછે, તેઓ મનમાં સમજી બેશી રહેછે, પણ બીજાને સમજાવી સારે રસ્તે ચડાવવા મેહેનત કરતા નથી. એટલુંજ નહિ પણ ઉલટા કન્યાવિક્રય જેવું કોઇએ ભુંડું કર્મ કર્યું હોય, તો પણ તેના લાગતા વળગતાઓ જાણતા છતાં પક્ષપાત રાખી આંખ આડા કાન કરે છે. પરંતુ જે ઉપાયે શિખામણ મળે, ને ફરી અવળે રસ્તે નહીં ચડતાં સારે રસ્તે ચડે, ને બીજાને ખરાબ ઉત્તેજન ન મળે, એવા ઉપાય કોઈ કરત નથી. તેથી દહાડે દહાડે ઉત્તેજન મળવાથી ગણી જ્ઞાતીઓમાં અ

ચાલ પેશી ગયોછે, અને પેસતો જાય છે. આ ચાલ વિષે શાસ્ત્રોમાં કેવા દોષો કહેલા છે, અને તે કેવો હાનીકર્ત્તા છે, તથા કન્યાદાન દે-વાથી કેવું ફળ મળે છે, એ વગેરે બાબતો વિષે કેટલાક શાસ્ત્રોના આધાર સહીત આ નિબંધ મેં તૈયાર કર્યો; અને જામનગર, ધ્રોળ, અંજાર, વગેરે ઠેકાણે જાહેર સભામાં વાંચ્યો; તે વખતે અને પછી કેટલાક વિદ્વાનોને વંચાવતાં તેમણે અને મારા મિત્રોએ છપાવવાને ભલામણ કરી, તે ઉપરથી મારી અલ્પશક્તિ પ્રમાણે સુધારો વધારો કરી આ વિષય આપ સુજ્ઞોની સેવામાં મૂક્યો છે, તે વાંચી સાંભળી તેનો ભલો હેતુ પાર પાડવા સ્વદેશી અને સ્વજ્ઞાતિ બાંધવોને દરેક વખતે બનતો ઉપદેશ આપવા ચૂકશો નહીં, એવી આશા છે.

આ નિબંધ છપાવી બહાર પાડવામાં જામનગરની શ્રીમાળી શુભેચ્છક સભાના મંત્રી ભાઈ જટાશંકર લીલાધરે જાતે શ્રમ લઈ કેટલીક રીતે સહાયતા આપી છે; માટે તે ભાઇનો મોટો આભાર માનુંછું. આ પુસ્તકની અંદર કોઈ પ્રકારનો દોષ રહેલો હોય, તેને માટે ક્રોધ ન લાવતાં ક્ષમા કરી હંસની પેઠે વાંચનાર સાર સાર ગ્રહણ કરવા કૃપા કરશો. એવી મારી નમ્ર વિનંતિ છે.

કર્ત્તા.

**શ્રી. શુ.સ. મેંબર—ત્રવાડી કેશવજી વિશ્વનાથ જાંબુડાના મહેતાજી,**

વતન ધ્રોળ.



# कन्याविक्रय निषेध दर्शक.

## ईश्वरस्तुति.

### श्लोक.

अंभोधिस्थलतांस्थलंजलधितां,धूलीलवःशैलतां ।
मेरुर्मृत्कणतांतृणंकुलिशतां, वज्रंतृणप्रायतां ॥
वन्हिशीतळतांहिमंदहनता, मायातियस्येच्छया ।
लीलादुर्ललिताद्भुतव्यसनिने देवायतस्मैनमः ॥ १ ॥

અર્થ—જેની ઇચ્છાથી સમુદ્રની જમીન થાય છે, જમીનનો સમુદ્ર થાય; રેતીના કણના પર્વત થાય છે; પર્વતનો રેતીનો કણ થાય છે. તરણાનું વજ્ર થાય છે, ને વજ્રનું તરણું થઈ જાય છે. અગ્નિ ઠંડો થાય છે, ને હીમનો અગ્નિ થાય છે. એવી અદભુત લીલા કરનાર પરમેશ્વર તેને નમુંછું.

## अशास्त्र कन्यादान तथा तेनुं फळ.

### शार्दुलविक्रीडित.

કન્યાવિક્રય જે કરે ધન લઈ, ધિક્કાર તેને ધરો;
કીર્તિના કદિ લોભથી કુળ જુએ, તે પાપિ પુરો ખરો.
કીર્ત્તિ દ્રવ્ય તણો કશો જગતમાં, જે સ્વાર્થ સાધે નહીં;
કન્યાના સુખનો વિચાર કરશે, તે પુણ્યશાળી સહી. ૧

મારા પ્રિય સ્વદેશીજનો આ જગતમાં ઈશ્વરે પ્રાણી, વનસ્પતિ, આદિમાં જોડું મૂકેલું જણાય છે. જેમાં શોધ કરશો તેમાં જોડું નજરે આવ્યા વગર રહેશે નહીં. જોડું એ સૃષ્ટીમાં ઘણું ઉપયોગી અને એક બીજાને સહાયક છે. મનુષ્યમાં સ્ત્રી પુરૂષ એ એક જોડું છે. સ્ત્રી ઘરનો સર્વ કારભાર ચલાવનારી છે. કહ્યું છે કે—

श्लोक.

नगृहंगृहमित्याहु, गृहिणीगृहमुच्यते ।
गृहंचगृहिणीहीन, मरण्यसद्रशांविदुः ॥ १ ॥

અર્થ—ઘર તે ઘર નથી, પણ ગૃહિણી (ઘરની સ્ત્રી) તેજ ઘર છે. ગૃહિણી વિના ઘર અરણ્ય જેવું ઉજડ લાગે છે.

आर्या.

गृहचिंतामरहरणं,मतिवितरणमखिलपात्रसत्करणम।
किंकिंफलतिनकृतिनांगृहिणीगृहकल्पवल्लीव ॥ २ ॥

અર્થ—ઘરની ચિંતાનો ભાર ગૃહણી ઉપાડે છે. ગૃહપતિને કોઈ કામમાં ગુંચવણ પડે, તો તે ગુંચવણ મટાડવાની બુદ્ધિ ગૃહીણી આપે છે. આંગણે આવેલા પરોણાનો અને સારા માણસનો સત્કાર ગૃહિણી કરેછે. ઘરની જેવી કલ્પવેલ હોય તેવી ગૃહિણી છે. તે શું શું ફળ દેતી નથી? મતલબ કે બહુ ફળ આપે છે. પશુ, પક્ષી, આદિકમાં જે જોડાં છે, તે કરતાં મનુષ્યનાં જોડાં ઉત્તમ અને ઉપયોગી છે. તેમને બીજા પ્રાણી કરતાં વિચારશકિત, બોલવા, સાં-

ભળવા, લાગવા વગેરેની ઇંદ્રિઓનું જ્ઞાન વધારે આપેલું છે. એ જોડાં લગ્નવડે જોડાય છે. હિંદુઓમાં જોડાં હિંદુશાસ્ત્ર પ્રમાણે આઠ પ્રકારે વિવાહ કરી જોડાય છે.

### श्लोक.

ब्राह्मोदैवस्तथैवार्षः प्राजापत्यस्तथासुरः ।
गान्धर्वौराक्षसश्चैव, पैशाचश्चाष्टमोधमः ॥ १ ॥

**અર્થ**—વિવાહ આઠ પ્રકારના છે. બ્રાહ્મ, દૈવ, આર્ષ, પ્રાજાપ્રત્ય, આસુર, ગાંધર્વ, રાક્ષસ ને પૈશાચ.

### शार्दुलविक्रीडित.

विद्याशौर्यधनाश्रयोगुणनिधिःख्यातोयुवासुंदरः ।
साचारःसुकुलोद्भवोमधुरवाग्दातादयासागरः ॥
भोगीभूरिकुटुम्बवान्स्थिरमतिःपापार्त्तिहीनोबली ।
जामातापरिवर्णितःकविवरैरेवंविधःसत्तमः ॥१॥

**અર્થ**—જે પુરૂષને વિદ્યા ઘણી, કુટુંબ મોટું, બુદ્ધિસ્થિર, દયાનો સમુદ્ર, શક્તિ પ્રમાણે દાન ધર્મ કરનારો, બોલવું મીઠું, સ્વધર્માચરણી, નિર્વ્યસની, ઉત્તમ કુળમાં ઉત્પન્ન થએલો, સ્વરૂપે સુંદર, વયે જુવાન, કિર્તિવાન, ગુણની કેવળ ખાણ, કાર્ય વિષે શુરપણું, સંપત્તિવાન, લક્ષ્મીનો ભોક્તા, બળવાન, પાપ અને દારિદ્ર માલમજ નહીં, એવો જમાઈ શ્રેષ્ટ કવિઓએ વર્ણવેલો છે.

બૃહત્પારાશર સંહિતામાં આઠ પ્રકારના વિવાહ કહેલા છે.

(१) जात्यादिगुणयुक्तायपुंस्त्वेसतिवरायच ।

कन्यालङ्कृत्यदीयेतविवाहोवेधस:सतु ॥

**અર્થ**—જાત્યાદિગુણથી યુક્ત એવા વરને અલંકાર સાથે કન્યા આપવી તે બ્રાહ્મ વિવાહ કહેવાય છે.

(२) येयज्ञेवर्त्तमानेतुऋत्विज:कर्मकुर्वते ।

कन्यालङ्कृत्यदीयेतविवाह:सतुदैवक: ॥

**અર્થ**—યજ્ઞ કરાતી વખતે ઋત્વિજ બ્રાહ્મણને અલંકાર સહિત કન્યા આપી હોય, તે દૈવ વિવાહ કહેવાય છે.

(३) वरायगुणयुक्तायविदुषेसदृशायच ।

कन्यागोद्वयमादाय, दीयेतार्ष:सउच्यते ॥

**અર્થ**—ગુણવાન, વિદ્વાન, અને યોગ્ય વર પાસેથી બે ગાયો અથવા બળદો લઈને કન્યા આપી હોય તે આર્ષવિવાહ કહેવાય.

(४) कन्याचैववरश्चोभौ, इच्छयाधर्मचारिणौ ।

स्यातामितिचयत्रोक्तां, दानंकार्यविधिस्त्वयम् ॥

**અર્થ**—વરકન્યા પોતાની ઇચ્છાથી ધર્મ પાળતાં હોય, તેઓને તમે ધર્મ પાળજો, એમ કહીને કન્યાદાન આપવું, તે પ્રાજાપત્ય વિવાહ કહેવાય.

(५) यत्वन्योन्यभिलाषेण उभयोर्वरकन्ययोः ।
तयोस्तयोर्विवाहःस्यात् गांधर्वःप्रथितःसतु ॥

અર્થ—વરકન્યા બંને પરસ્પરના અભિલાષથી પરણ્યાં હોય તે ગાંધર્વ વિવાહ કહેવાય છે.

(६) युद्धेहुत्वाबलात्कन्यां यत्रास्थित्यायइत्यृचा ।
उह्यन्तुसतुविद्वाद्भिर्विवाहोराक्षसःस्मृतः ॥

અર્થ—યુદ્ધ કરીને કન્યાનું બળાત્કારે હરણ કર્યું હોય તે રાક્ષસ વિવાહ કહેવાય છે.

(७) एतावद्देहिमेद्रव्यमित्युक्त्वाप्राक्प्रदायच ।
यत्तुकन्यांप्रदीयेत,सदैत्येयाविधिःस्मृतः ॥

અર્થ—આટલું દ્રવ્ય આપ એવું કહીને જે કન્યા દે તે આસુર વિવાહ કહેવાય છે.

(८) सुप्तांवाचप्रमत्तांवा,कन्यांछलेनयुज्यते ।
सर्वेभ्यःसतुपापिष्टः,पैशाचःप्रथितोऽष्टमः ॥

અર્થ—નિંદ્રાવસ્થા અથવા બેભાન અવસ્થામાં કપટ કરીને કન્યા હરી લીધી હોય, તો એ પૈશાચ વિવાહ કહેવાય છે. તે આઠમા પ્રકારનો વિવાહ સર્વ પ્રકારથી પાપી ગણાયછે.

ઉપર આઠ પ્રકારના વિવાહ કહ્યા તેમાં પહેલા પાંચ પ્રકારના વિવાહ કરવા ઉત્તમ ગણેલા છે. બાકીના ત્રણ અધમ છે.

### श्लोक.

आद्विरेवद्विजाग्रयाणां, कन्यादानंविशिष्यते ॥
इतरेषान्तुवर्णाना, मितरेतरकाम्यया ॥

**અર્થ**—બ્રાહ્મણોને તો વરના હાથમાં પાણી મૂકીને કન્યાદાન આપવું, તે સૌથી ઉત્તમ પક્ષછે. અને ક્ષત્રિય વગેરે બીજા વર્ણોને પોતાની ઇચ્છા પ્રમાણે એક બીજા પછી કહેલા વિવાહ યોગ્ય છે. મતલબ કે ક્ષત્રિને યુદ્ધમાં કન્યાનું હરણ કરવું તે યોગ્ય છે. તેટલા સારૂ ખાંડું પરણવા મોકલે છે. પ્રથમ કહ્યું તેવી રીતે કન્યાદાન આપવાથી તેનું ફળ કેવું મળેછે. તે વિષે શ્રીમદ્‌ભાગવત માંહેલું દ્રષ્ટાંત સાંભળો.

### દ્રષ્ટાંત.

એક ગામની અંદર કોઈ માણસને ત્યાં દીકરી અવતરી. પછી કાંઈ કારણને લીધે તે તેને વનમાં મૂકી આવ્યો. એક દિવસે પશુ માંહેલાં હરણી તથા કાળીઆરે તેને દીઠી, તે જોઈ તેને દૈવયોગથી જ્ઞાન ઉત્પન્ન થયું, કે આ મનુષ્ય દેહને કોઇએ મૂકી દીધેલ છે. માટે હવે આપણે તેમે મૂકીને જવું નહીં; એને આપણી સાથે રાખી ઉછેરવી. એવું જ્ઞાન થવાથી તે હરણી પોતાનું દૂધ ( ધવરાવવા ) પાવા લાગી. તેણે કરી દિનપ્રતિદિન વયે વધવા લાગી. તેમ તેનું સ્વરૂપ પણ દહાડે દહાડે અધિક ખીલતું ગયું. ચાલવાની ગતિ મનુષ્યની ગતિ કરતાં વધારે થઈ, તેથી તે હરણોની સાથે કૂદકારા મારતી ફરતી. એમ કરતાં કરતાં એક દિવસે કોઈ રાજા શિકારે ગયો હશે, તેની દ્દષ્ટિએ તે છોકરી પડી. રાજા તે જોઈ તેની પાછળ

ગયો. એટલે હરણોએ છોકરી સુદ્ધાંત નાસવા માંડ્યું. એ જોઈ રાજાને ઘણું આશ્ચર્ય લાગ્યું, કે આ છોકરી હરણોની પાછળ દોડી જાયછે, તેનું કારણ શું? એવો મન સાથે વિચાર કર્યો. ઘણે દૂર જતાં છોકરી થાકી, ત્યારે હરણોએ વિચાર્યું કે આ છોકરીને આપણે ઉછેરી મોટી કરી છે; માટે તેને મૂકીને જવું તે તો ખોટું! રાજાને લેવી હોય તો ભલે આપણને મારીને લઈ જાય. એમ વિચારી અંને સામસામાં શીંગડાં ભરાવી છોકરીને વચમાં રાખી ઉભા રહ્યાં. એટલામાં રાજાએ આવી પૂછ્યું કે—આ મનુષ્ય છે, ને તમે પશુઓ છો, છતાં તમારે આમ કરવાનું કારણ શું? ત્યારે હરણોને ઇશ્વરી બનાવથી વાચા ઉત્પન્ન થઈ, ને અથથી તે ઇતિ સુધી માંડીને વાત કરી. પછી તેમણે કહ્યું કે અમારે તે સાથે આવા કારણથી ઘણો સ્નેહ બંધાણોછે. જો તમારે તેને લેવી હોય, તો અમને મારીને લઈ જાઓ, તે વિના લેવા નહીં દઇએ. ત્યારે રાજાએ કહ્યું કે, તમે પશુ છો ને આ મનુષ્ય છે, ને વળી ઘણી રૂપાળીને લાયક જણાય છે, માટે તેનું કોઈ યોગ્ય વરને કન્યાદાન કરવું જોઇએ. એ વાત તેમને પસંદ પડવાથી કહ્યું, જે અમને તમારાથી બીજો વધારે યોગ્ય વર કયો મળવાનો હતો? અમે તો તમનેજ આ કન્યા આપીએ છીએ. એમ કહીને કન્યાદાન દીધું. પછી હરણી તથા કાળીઆરે વિચાર્યું કે આપણે કંઈ પણ કન્યાદાનમાં ઉપર દક્ષિણા તરીકે આપવું જોઇએ. પણ આપણે પશુ જાતિ શું દઇએ. એમ વિચારી રાજાને કહ્યું. હે રાજા કન્યાદાનમાં તને અમે એ આપીએ છીએ કે, તારૂં જેટલામાં રાજ્ય છે તેમાં અમારે પાણી પીવું નહીં તથા ઘાસ ચરવું નહીં. એમ કહી ત્યાંથી ચાલી નીકળ્યાં. ચાલતાં ચાલતાં ભૂખ્યાં

તરસ્યાં દશેક ગાઉ ગયાં તોપણ રાજાના રાજ્યની હદ ઉતરી શક્યાં નહીં, તેથી ભૂખ તરસને લીધે બંને સ્ત્રી પુરૂષ મરણ પામ્યાં.

એવી રીતે તેમણે કન્યાદાન દીધું તેના ફળ બદલ પરમેશ્વરે કાળીઆર હતો, તેને સગરરાજાનો અને હરણી હતી તેને સગરની સ્ત્રીનો અવતાર આપ્યો. એક વખતે સગર રાજાને પોતાની આગલી અવસ્થાનું જ્ઞાન ઉત્પન્ન થયું, કે મેં એક કન્યાદાન દીધું, તેમાં મારો આવો રાજાનો અવતાર થયો. માટે વધારે કન્યાદાન દેવાથી વધારે સારૂં ફળ પ્રાપ્ત થશે. એમ વિચારી તેમણે મોટી તપશ્ચર્યા આદરીને સાઠ હજારે કન્યાઓ માગવાનો વિચાર કર્યો, પછી ઘણે દવસે ઇંદ્ર તથા દેવતાઓને તેની મોટી તપશ્ચર્યાના બળને લીધે મોટો ભય ઉત્પન્ન થયો, કે જો તે એટલી કન્યાનું દાન દેશે, તો મારૂં ઇંદ્રાસન લેશે.

તેથી દેવતાઓએ તથા ઇંદ્રરાજાએ મળી વિચાર કર્યો, કે આપણે એક ઉપાય કરીએ, એમ ઠરાવ કરી તેમણે સરસ્વતિજીને પ્રાર્થના કરી કહ્યું કે જો તમે સગરની જીભ ઉપર અવળાં બેસો તો અમારો ભય મટે. તેમ કરવા સરસ્વતિજીએ હા પાડી, અને સગરની જીભ ઉપર અવળાં બેઠાં. તેથી સગર રાજાની ઇચ્છા જે સાઠ હજાર પુત્રીઓ માગવી હતી, તેને બદલે સાઠ હજાર પુત્રો માગ્યા. એમ થવાથી ઇંદ્રનો તથા દેવતાઓનો ભય દૂર થયો.

હવે જુઓ કે એક કન્યાદાનના ફળમાં તેને કેવી પદવી મળી!! વધારે કન્યાદાન દેવાની ઇચ્છાથી ઇંદ્ર તથા દેવતાઓને કેવો ભય ઉત્પન્ન થયો !! માટે કન્યાદાન એ મોટામાં મોટું દાન છે, તેમ તેનું ફળ પણ ઘણુંજ મોટું છે.

માણસ જેવું કૃત્ય કરેછે, તેને તેવું ફળ ન્યાયીને પરમ દયાળુ

પિતા પરમેશ્વર આપ્યા વિના રહેતો નથી. જેમ જેમ માણસ સુકૃત્ય કરવામાં મન લગાડતું જશે, તેમ તેમ તેનું ફળ ન્યાયી પિતા સારૂંજ આપશે. તે કાંઈ સારાં કામથી ખુશ થઈ ફળ પ્રત્યક્ષ આવી આપતો નથી, પણ તેને બુદ્ધિની અંદર સારી પ્રેરણા કરેછે. એટલે તે વડે સારૂં કૃત્ય કરી સારૂં ફળ મેળવે છે. તેમ નઠારા કૃત્યનું ફળ પણ તેમજ સમજવું. તે વિષે વિદૂરનિતીમાં કહેલછે કેઃ—

## श्लोक.

नदेवादंडमादाय, रक्षंतिपशुपालवत् ।
यंतुरक्षितुमिच्छंति बुद्धयासंयोजयंतितम् ॥

**અર્થ**—દેવતાઓ ગોવાળની પેઠે લાકડી લઈને રક્ષણ કરતા નથી, જેને રક્ષણ કરવાને ઇચ્છેછે, તેને બુદ્ધિની સાથે જોડે છે. એટલે સારાં કામ કરનારાને સારી બુદ્ધિ આપે છે, તેના વડે સારૂં ફળ ભોગવી લેછે.

કન્યાદાન દેવાથી પરમેશ્વર સારી બુદ્ધિ આપી સારૂં ફળ આ લોક ને પરલોક બંને ઠેકાણે આપે છે એ નક્કી સમજવું. જે માણસો કન્યાના પૈસા ઉપર જરા પણ આધાર રાખતા નથી, તેને સારો ધંધો કરી પૈસા મેળવવાનું સૂઝે છે. પૈસો હશે તોજ પરણીશ, એ તરફની તેને ફિકર રહેતી નથી, અને તેથી એ રસ્તે પૈસા ઘરમાં રહેછે. વગર પૈસે યોગ્ય સ્ત્રી મળેછે, અને એવા કામમાં એકદમ કરજદાર થઈ જાય તે થતા નથી. તેથી તેના દિવસો સદાય સુખમાં ને આનંદમાં જાય છે.

સહાયી વગર કોઈ પણ કાર્ય થતું નથી, તેમ સ્ત્રી એ આ સં-

સારમાં ઘરની અંદર શુભ કર્મોમાં સહાયી તરીકે છે. જો શાસ્ત્ર પ્રમાણે લગ્ન થએલું હોય, તો સ્ત્રી સહાયી તરીકે પુરૂષની સાથે યજ્ઞ યાગાદિક શુભ કામોમાં આવી શકેછે. તેથી સારા ફળની પ્રાપ્તી થાય છે. એમની જે પ્રજા થાય છે, તે શરીરે આરોગ્ય, બળીષ્ટ, ધર્મિ, ઉદ્યોગી, વિદ્વાન, પરાક્રમી, વગેરે સદ્‌ગુણ વાળી હોય છે, કારણ કે સારાં કૃત્યનું સારૂં ફળ મળે છે.

કન્યાદાન દેવાથી પરમેશ્વર સારો ધંધો તેને ફળ બદલ સૂઝાડે છે. એવે રસ્તે મેળવેલો પૈસો અયોગ્ય કામમાં કે દુરાચારમાં જતો નથી, પણ તેમાં દિન પ્રતિદિન વધારો થઈ અચળ રહે છે. સારો ધંધો કરી મેળવેલો પૈસો આબરૂ વધારે છે, અને સર્વ પ્રકારની શુદ્ધતા રાખી, સારે માર્ગે ધન મેળવવું; એ શુદ્ધતા મોટી ગણવામાં આવી છે. કારણ કે ધન મેળવવામાં જે ચોખ્ખો છે તે શુદ્ધછે. માટે સારૂ ધન તથા કન્યાદાન કરનાર એ બંને શ્રેષ્ઠ ગણાયછે.



# कन्याविक्रय अने तेथी थता गेरफायदा.

દાન આપવાને ઉપર કહ્યું તે પ્રમાણે એટલે પાત્ર પુરૂષ ( ભણેલો, ધર્મિષ્ટ, વગેરે સદ્‌ગુણ વાળાને ) ને ખોળી કંઈ બદલામાં લીધા વગર ધન, રત્ન, વસ્ત્રાભૂષણથી શણગારી ઉપર દક્ષિણા સહિત કન્યાનો હાથ વરના હાથમાં સોંપવો; તેનું નામ ખરૂં કન્યાદાન એથી ઉલટું-કન્યાવિક્રય એટલે કન્યાને વેચવી.

હાલ શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે કોઈ ભાગ્યે કન્યાદાન દેતું હશે. હાલ જેઓ સારા ઘરના અને કુળવાન કહેવાય છે. તેઓ પણ સો બસો રૂપિઆ લેતા હશે. એમ કરવું સારા કુળવાનને લાયક નથી.

આતો બજારમાં માલ લેવા ગયા, ને તેનો ભાવ પૂછ્યો, તો કોઈ તેના વધારે પૈસા કહેશે, અને કોઈ ઠેકાણે ઓછું કહેશે. હવે આપણે ખુશી પડે ત્યાંથી થોડા અગર વધારે પૈસા આપી લઇએ. તેમાં લેનારે વેચાતો લીધો, અને દેનારે વેચાતો દીધો, એમાં કોઇથી ના કહેવાશે નહીં. તેની પેઠે થોડા પૈસા લેનારે પણ કન્યાવિક્રય કર્યો કહેવાય, અને તેને પાપ પણ તેટલુંજ લાગે છે. માટે તે ન કરવા વિષે આપણા પવિત્ર શાસ્ત્રોમાં કહેલ છે કેઃ—

श्लोक.

पैशाचश्चासुरश्चैव, नकर्त्तव्योकदाचन ।

અર્થ—પૈશાચ અને આસુરવિવાહ કદી પણ કરવા નહીં. નિદ્રાવસ્થામાં કન્યાનું હરણ કર્યું હોય, તે પૈશાચ વિવાહ કહેવાય

श्लोक.

ज्ञातिभ्योद्रविणंदत्वा, कन्यायैचैवंशक्तित: ।

कन्याप्रदानंस्वाच्छंद्या, दासुरोधर्मउच्यते ॥

અર્થ—જે જ્ઞાતિની અંદર મરજી પ્રમાણે કન્યાના પૈસા લઈ બીજાને દેવી તેનું નામ કન્યાવિક્રય કરવો. તે આસુરવિવાહ કહેવાય.

ઉપર કહેલા બંને પ્રકારના વિવાહ અધર્મ કરનારા છે, અને તે કરવાની આપણા શાસ્ત્રમાં મના છે, અને તે ઘણાજ નિંદિત છે, તે વિષે કહેલ છે કેઃ—

श्लोक.

ब्राह्मादिषुविवाहेषु, चतुर्ष्वेवानुपूर्वशः ।

ब्रह्मवर्चस्विनःपुत्रा, जायंतेशिष्टसंमताः॥

**અર્થ**—બ્રાહ્મ આદિ ચાર વિવાહથી ઉત્તમ પ્રજા ઉત્પન્ન થાય છે. નિંદિત વિવાહથી નિંદિત પ્રજા ઉત્પન્ન થાય છે. નિંદિત વિવાહની પ્રજા લૂલી, પાંગળી, અનેક અવયવની ખોટ વાળી; રોગિષ્ટ, બળહિન, નપુંસક, ધર્મરહીત, પાપીષ્ટ, એવી અનેક પ્રકારની પ્રજા ઉત્પન્ન થઈ કુળને કલંક લગાડે છે. માટે કન્યાવિક્રય કરવાની આપણા શાસ્ત્રમાં સાફ ના પાડેલી છે.

હાલ દિવસે દિવસે કન્યાવિક્રયનો ચાલ ઘણો વધતો જાય છે. માબાપો પોતાની નિરપરાધી બાળકીયોને બળદ, ગાય, ભેંસ, વગેરેના જેમ જે સખસ વધારે રૂપિઆ આપે તે લઈ જાય, તે મુજબ વેચે છે. તેમાં વિચાર નથી કરતાં જે મારી દીકરી જેને આપુછું, તેની પાસેથી મોંએ માગ્યા પૈસા લઊંછું, તો તે મારી દીકરીનુંજ ઘર ખાલી કરૂંછું. તે ત્યાં જઈ શું ખાશે? વળી ગમે તેવા વરને એટલે નાનો હોય કે મોટો, ભણેલો કે અભણ, સદ્‌ગુણી કે દુર્ગુણી, તેનો જરા પણ વિચાર નહીં કરતાં જે વધારે રૂપિઆ આપે તે પરણે, એ મુજબ હાલ ઘણે ઠેકાણે થાય છે.

માબાપો દીકરીને તેમનાં સાસરીઆમાં જ્યારે ખાવા, પીવા, વસ્ત્ર વગેરેથી અનેક તરેહનાં દુઃખ પડતાં દેખે છે, તથા ઘરડા વર સાથે પરણાવવાથી થોડી મુદતમાં વર મૃત્યુ પામે છે, અને દીકરી રાંડે છે, ત્યારે પછી તેનો પિતા વિમાસણમાં પડે છે, પણ સ્વાર્થી માબાપોને આગળથી સૂઝતું નથી, જે હું ઘરડા વરને દઊંછું, તે કેટલા વરસ જીવશે! તથા દીકરીનું ઘર પૈસાથી ખાલી કરૂંછું, તો તે અંતે દુઃખી થશે. એવો વિચાર પહેલાંથી નથી કરતાં; પછી વિચાર્યે શું

થાય ?

### દોહરો.

"જે મતિ પીછે ઉપજે, સો મતિ આગે હોય;
કાજન બિનસે આપકો, દુર્જન હસે ન કોય."

પણ એવો વિચાર કડણ કાળજાના માબાપો કન્યાનાં સંકટ સામું જોઈ કરતા નથી. પણ ફક્ત દમડાના ઢગલાનોજ કરે છે. એમને માત પિતા નહીં સમજવાં, પણ આ સંસારના શત્રુજ સમજવાં. પોતાની મતલબ સાધવામાં દીકરીના સુખનો ભોગ આપવાને જરાએ આંચકો આતાં નથી. અરેરે !! "જેને માબાપ ન સંભાળે તેને કોણ પાળે?"



"દીકરીને ગાય દોરે ત્યાં જાય"

એ કહેવત પ્રમાણે વધારે પૈસા આપે તેના હાથમાં દીકરીનો હાથ સોંપે, એતે માબાપ કહેવાય? કન્યાને લીલામ કરી, લોભની શાંતિ કરનાર માતપિતાઓ આગળના કરતાં આજ ઘણાં જોવામાં આવે છે, પણ એ વિચાર તેમનો બહુજ દુષ્ટ છે દીકરાનું ઘર ભરવું, ને દીકરીનું ઘર ખાલી કરી દુઃખ દેવું, એ બહુ ભૂડું છે.

દીકરાને તથા દીકરીને સરખાં ગણવાં; કોઈ પણ પ્રકારનો તફાવત રાખવો નહીં; તે વિષે આપણા શાસ્ત્રમાં કહેલ છે કેઃ—

### श्लोक.

कन्याप्येवंपालनीया, शिक्षणीयातुयत्नतः ।
देयावरायविदुषे, धनरत्नसमन्विता. ॥

**અર્થ**—કન્યાનું પણ દીકરાની પેઠે પાલણ કરવું, તથા અતી મહેનત કરી શીખવવું, (સારી શીખામણ આપી ભણાવી ગણાવી

સદ્ગુણી કરવી) અને ધન, રત્નની સાથે વિદ્વાન વરને આપવી. પણ હાલ તો તેનું રક્ષણ કરવાને બદલે ભક્ષણ કરવા જેવું થાયછે, અને સુપંડિતને શોધવાને બદલે કુકર્મી મળે, તો પણ દમડા સામું જોઈ દેવા ચુકતા નથી. અરેરે ! ! કેવો અન્યાય ?

આ ચાલ નાની જ્ઞાતિમાં કન્યાની અછતને લીધે તથા પોતાના ધર્મશાસ્ત્રોમાં શું કહેલું છે, તેની અજ્ઞાનતાને લીધે, ઘણો જોવામાં આવેછે. પોતાના દેહથકી ઉત્પન્ન થયેલ જે વાહાલામાં વાહાલી દીકરી તેને મોંએ માગ્યા પૈસા લઈ તેના સુખ દુઃખનો વિચાર નહીં કરતાં વેચેછે. આ ધંધો ખરેખરો ગુલામ વેચેછે તેના જેવો છે. એ કામ કરનારને બહુ પાપ લાગેછે.

કન્યાવિક્રય કરનારને કેટલું પાપ લાગેછે, તથા એથી કેટલા બધા ગેરફાયદા છે, તે વિષે આપણા શાસ્ત્રમાં કહેલું છે કેઃ—

જે કોઈ ગાયરૂપી પોતાની દીકરીને રૂપિયા લઈ બજારમાં જેમ કોઈ વસ્તુ વેચે, તેના પેઠે ધર્મ ઉપર નજર નહીં રાખતાં વેચે, તે પોતાની દશ પેઢીના પૂર્વજોને અધમ સ્થિતિએ પહોંચાડનારો તથા નર્કનો અધિકારી થાયછે.

વળી કહ્યું છે કેઃ—**मनु. श्लोक.**

**सर्वावयवसंपूर्णां, सुवृत्तामुद्वहेन्नरः।**

**क्रयक्रीताचयाकन्या, पत्नीसानविधीयते॥**

**અર્થ**—પુરૂષે કાંઈ પણ ખોડ વગરનાં અને સુશીળા સ્ત્રીની સાથે લગ્ન કરવું. જે કન્યાના પૈસા આપીને વિક્રય કરેલી (વેચાતી લધેલી) છે, તે વિધિ પૂર્વક પત્ની નથી.

मनु. अ. ३ श्लोक. ५१ માં કહ્યું છે કે:—

**नकन्यायाःपिताविद्वान्, गृह्णीयाच्छुल्कमण्वपि।**

**गृह्णन्शुल्कंहिलोभेन, स्यान्नरोपत्यविक्रयी.॥**

**અર્થ**—કન્યાના સમજુ પિતાએ અણું માત્ર પણ મૂલ ન લેવું, અને જો લોભથી લે, તો એ માણસ છોકરાંને વેચનાર કહેવાય. વળી કહ્યું છે કે; श्लोक.

**गायत्रीहरतेपापं, त्र्यंबकेनायुवर्द्धते।**

**उभयंरुद्रजाप्येन, नकन्याहयविक्रयैः॥**

**અર્થ**—ગાયત્રીનો જપ કરવાથી પાપ નાશ પામેછે, મ્રત્યુંજયનો મંત્ર જપ કરવાથી આયુષ્યનો વધારો થાયછે, અને રૂદ્ર જપ કરવાથી પાપનો નાશ થાયછે, અને આયુષ્યનો વધારો થાયછે, પણ કન્યાવિક્રયનું પાપ અને ઘોડા વેચવાનો ધંધો. કરવાથી લાગેલું પાપ સુજે તેટલી ગાયત્રી મ્રત્યુંજય, રૂદ્રિ કરો, દાન કરો, તીર્થ કરો, યજ્ઞ કરો, પણ વિક્રયનો લાગેલો દોષ કોઈ કાળે ટળતો નથી. તે તો નર્કનો અધિકારી બનાવેછે.

વળી મનુ કહેછે કે:— श्लोक.

**आददीतनशूद्रोपि, शुल्कंदुहितरंददन्।**

**शुल्कंहिगृह्णन्कुरुतेछन्नंदुहितृविक्रयम्॥**

**અર્થ**—શૂદ્રે પણ દીકરીને પરણાવીને તેનું મૂલ્ય ન લેવું જો-

ઇએ, (તો પછી દ્વિજાતિ એટલે બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્યથી તો લેવાયજ કેમ?) કારણ કે મૂલ્ય લેનારો કન્યાવિક્રય છાની રીતે કરેછે, એટલે છાનું રાખેછે. **श्लोक.**

**स्त्रीधनानितुयेमोहादुपजीवंतिबांधवा: ।**
**नारीयानानिवस्त्रंवातेपापायांत्यधोगतिम् ॥**

**અર્થ**—જેઓ મૂર્ખાઇથી સ્ત્રી ધન ઉપર આજીવિકા કરેછે, તે પાપી માણસો નરકમાં જાય છે.

કન્યાવિક્રય કરનાર માતપિતાઓ આપણા શાસ્ત્રોમાં શું કહેલું છે, તેનો વિચાર નહીં કરતાં મોહાંધ થઈ ધર્મ ધર્મને ઠેકાણે મૂકી, પૈસો મારો પરમેશ્વર એમ વિચારી પોતાની નિરપરાધી બાળકીને કૂવામાં નાંખેછે. ને પોતે પણ નર્કના અંધારા ખાડામાં પડેછે. તે તેઓ નહીં સમજતાં પોતાનો ઘાત પોતાને હાથેજ કરેછે.

કન્યાવિક્રય કરવાથી કેટલું પાપ લાગેછે. તે ઉપર બતાવ્યું. વળી નીચમાં નીચ કામ કરનાર ચંડાળ તેથી પણ તે કામ કરનાર હલકો ગણાય છે. તેનું દૃષ્ટાંત સાંભળો.

## द्रष्टांत.

અસલના વખતમાં વિરમપુર કરીને કોઈ નગરી હશે. તેની પાસે તે ગામથી આશરે સાત ગાઉ ઉપર લક્ષ્મીપુર કરીને નાનું સરખુ ગામડું હતું. તે ગામમાં એક ગરીબ બ્રાહ્મણ રહેતો હતો. ગામમાં બ્રાહ્મણનું ઘર એકજ હતું. ફક્ત પોતે બે ભાઈ તથા પોતાની સ્ત્રી તથા એક દીકરી ત્યાં રહેતાં હતાં. એક દિવસે પોતાનાં ઘરનાં બધાંએ મળી વિચાર કર્યો જે આપણી દેવગંગા હવે મોટી

થઇછે. આપણા ઘરમાં પૈસા જોઇએ તેટલો નથી, માટે તેનો વિ-
વાહ કોઈ પૈસાદાર સાથે કરીએ, એમ વિચારી એક દિવસ પોતાને
ગામથી પાસેના વિરમપુર શેહેર તરફ જવા નીકળ્યો. હવે જતાં
જતાં ગાઉ ત્રણેકને આશરે શેહેર રહ્યું, એટલે છેટે એક તળાવ દીઠું
ત્યાં ગયો. જઈ દાતણ પાણી કરવાનો વિચાર કરી બેઠો. દાતણ
કરતાં વિચાર કરવા લાગ્યો, કે મારી પાસે કાંઈ પણ પૈસા નથી.
ઉલટું મારે માથે આડસો રૂપિઆનું દેવુંછે. દીકરી પરણાવું તો દો-
ઢસો બસો રૂપિઆ ખર્ચના પણ થાય. ચારસો પાંચસો રૂપિઆ
ઘરમાં હોય તો સારૂં; એમ પંદરસો રૂપિઆ હોય તો ઠીક. એવો પો-
તાના મન સાથે વિચાર કરી ત્યાંથી ઉઠ્યો, ને આગળ ચાલવું શરૂ
કર્યું. ચાલતાં ચાલતાં શેહેરના દરવાજા પાસે આવ્યો. દરવાજામાં
પેસતાં તેને ગાયના શુકન થયાં. પોતાને સારાં શુકન થયાં જોઈ
મનમાં રાજી થયો. આગળ ચાલતાં પોતાની જ્ઞાતિનાં ઘર હતાં, તે
ચકલામાં આવી પોતાનો કોઈ ઓળખીતો હશે, તેને ઘેર ઉતારો
કર્યો. પછી પોતાના મનમાં જે વિચાર હતો, તે પાર પાડવા વરની
શોધ કરવા લાગ્યો. તપાસ કરતાં પોતાથી જરા કુળવાન બ્રાહ્મણ
જોઈ સગાઈ કરી. ઘણા પૈસાની લાલચથી ૫૦) પચાશ વર્ષનો બીજ
વર શોધ્યો. પોતે રૂપિઆ પંદરસેં ઠરાવેલા તેમાંથી પહેલાના રૂપિયા
૭૫૦) સાડા સાતસોની થેલી ભરી પોતાને ગામ જવા નીકળ્યો. પોતે
જમી બપોરે પછી ચાલેલ. રસ્તામાં ચાલતાં વિચારમાં પડ્યો, કે
જો હું દિવસ છતાં ગામમાં જઈશ તો લોકો મારી નિંદા કરશે, માટે
ચાલને રાત પડ્યા પછી જાઉં. એવો મન સાથે ઠરાવ કરી પેલું ત-
ળાવ આવ્યું ત્યાં રૂપિઆની થેલી માથા નીચે મૂકી સુતો. થોડોવાર

થઈ એટલે એક ચંડાલણી શેહેર તરફથી આવતી હતી, તેને માથે માંસનો ભરેલ સૂંડલો હતો. તેણે વિચાર કર્યો જે હું આખા દિવસની ભૂખીછું, માટે ચાલ આ તળાવમાં રાંધી ખાઉં, એમ વિચાર કરી તળાવમાં જઇ બેઠી, અને આસપાસ તજવીજ કરી. તો હાડકાં પડેલાં તે ઉપાડી તેનો ચૂલો બનાવ્યો. કાંટા વગેરે લાવી બળતણ એકઠું કર્યું. રાંધવાને વાસણ જોઇએ, તે પાસે નહોતું. તેથી પાસે એક મરેલા કૂતરાની ખોપરી પડેલી દીઠી, તે ઉપાડી લાવી તેમાં પેલું માંસ રાંધવા ચડાવ્યું. હવે બધું તો મળ્યું પણ માથે ઢાંકવાને જોઇએ તે પણ કોઇનું જુનું ખાસડું પડેલ હશે તે લાવી ઢાંક્યું.

આ બધી ચર્ચા પેલો સૂતેલો બ્રાહ્મણ જોયા કરતો હતો. તે બેઠો થઈ બોલ્યો અરે!! તું કોણ છે? તું જાતે કોઈ ચંડાલણી છે કે શું? તારો ચૂલો, વાસણ, ખાવાનું વગેરે અપવિત્ર છેજ, અને વળી આ જુનું ખાસડું લાવીને ઢાંક્યું!! પેલી ચંડાલણીએ જવાબ દીધો. મહારાજ!! આ તો મારો ખોરાક છે. તેને તમે કેમ વખોડોછો? એ ખાસડું મેં એટલાજ સારૂ ઢાંક્યું છે કે આ તળાવ પાસે મોટો રસ્તો છે. માટે કોઈ અધમ કામ કરનારો અહીં થઈ જાય, અને તેના પગની ધૂળ તથા પડછાયો મારા ખાવાના ખોરાક ઉપર પડે, તો તે મારે ( અપવિત્ર ) હરામ થઈ જાય. તે માટે મેં આ ખાસડું ઢાંક્યું છે.

બ્રાહ્મણે કહ્યું, અરેરે!! તારા કરતાં તે વળી કોણ વધારે પાપી અને અધમ હશે? ચંડાલણી બોલી મહારાજ! મારા કરતાં પણ વધારે પ્રાપી અને અધમ પણ છે. જે માણસ પોતાની દીકરીનો પૈસો લઇને ખાય છે, તેને હું મારા કરતાં ઘણો અધમ અને

નીચકર્મ કરનારો સમજાુછું. આટલું સાંભળતાંજ પેલો બ્રાહ્મણ ચુપ થઈ ગયો, અને વિચાર કરવા લાગ્યો, કે દીકરીનો પૈસો તે આ માંસ કરતાં પણ વધારે ભૂંડો? અને ચંડાલણી કરતાં પણ હું વધારે નીચ? અને અધમ લેખાઉં? અરેરેરે!! કાળો કેર! એવો મનમાં કલ્પાંત કરી, બ્રાહ્મણ તો તરત ત્યાંથી ઉઠી પાછો પોતાના વહેવાઇને ઘેર ગયો. જતાંવેંત પેલા રૂપિઆની થેલી છોડી વહેવાઈ પાસે ઢગલો કર્યો. આ જોઈ વહેવાઈ તો વિચારમાં પડ્યો કે આ શું? તેને રૂપિઆ ઓછા પડ્યા હશે? એમ વિચારી પેલા બ્રાહ્મણને કહ્યું તમને રૂપિઆ ઓછા પડ્યા છે કે શું? એમ નહીં થાય. તમારે વધારે જોઇએ તો સો બસો રૂપિઆ લઈ જાઓ, પણ મારે ઘેરથી ભાગી સગપણ બીજે કરો તો અમારી લાજ જાય. માટે બીજાને ત્યાં કરશો નહીં. આ સાંભળી પેલો બ્રાહ્મણ બોલ્યો કે ભાઈ મારે તો તમારા રૂપિયા બિલકુલ જોઇતા નથી. મેં કાંઈ વધારે લેવાને રૂપિઆ પાછા આપ્યા નથી, પણ એક નીચ જાતની ચંડાલણીના વચન રૂપી બાણના બોધથી તમને તમારા રૂપિઆ પાછા આપ્યા છે. તમે તમારે સારાં લગ્ન જોવરાવી નક્કી કરી પરણવા સારૂ વહેલા આવજો. હું કંકુને ચાંદલે ( કૃષ્ણાર્પણ ) કન્યા દઉંછું. મારે હવે દીકરીની બદામ સરખી પણ હરામ છે. એમ કહી પોતાને ઘેર આવ્યો, ને બધી વીતેલી વાત ભાઈ તથા સ્ત્રીને સંભળાવી. થોડા દિવસ પછી જાન આવી એટલે પોતાની દીકરીને પરણાવી દીધી. તેમાં એક બદામ પણ તેની લીધી નહીં. આ વાતને થોડા રોજ થયા એટલામાં આ ચર્ચા આખા ગામમાં ચાલી ને રાજાને ખબર થઈ. તેથી બ્રાહ્મણને બોલાવી પૂછ્યું, ત્યારે બ્રાહ્મણે જેવી

હતી તેવી બધી વાત કહી. એ સાંભળી રાજા ખુશી થયો, ને તેને શાબાશી આપી શરપાવ આપ્યો. ગામમાં ઢંઢેરો પીટાવી કહ્યું કે મારા રાજ્યની હદમાં રહી કોઈ માણસે કન્યાવિક્રય કરવો નહીં. જે કરશે તેને દેશપાર કરવામાં આવશે. એવી રીતે બંદોબસ્ત કરાવ્યો. હવે ઉપલા દૃષ્ટાંતથી જુઓ કે કન્યાવિક્રય કરવો એ કેવું નીચ અને પાપ ભરેલું કામ છે.

કન્યાવિક્રય એટલે આસુરવિવાહ કરવાનું શુદ્રોને પણ આપણા શાસ્ત્રમાં કહેલ નથી. તે શુદ્રો એટલે કોળી, વાઘરી, વગેરેની જ્ઞાતિ. હાલમાં તે જ્ઞાતિની અંદર પણ એવો ધારો હોય છે, કે આટલાજ પૈસા લેવા દેવા તે ઉપરાંત કોઈ લે તો નાતનો ગુન્હેગાર થાય, અને નાત તરફથી તિરસ્કાર મળે. તેનાં કરતાં પણ ઊંચી જ્ઞાતિઓમાં તો ભૂંડો રીવાજ છે. આતો જેને જે ખુશીમાં આવે તેટલું લે દેછે. તેમાં નાત તરફથી તેને કોઈ જાતનું બંધન નથી. તેઓ તો જાણે આ ગુજરાન ચલાવવાનો ધંધો હોય નહીં ? તેની પેઠે થઈ રહ્યું છે. કેમકે પોતાને ઘેર દીકરી અવતરી એટલે જાણે હુંડી પાકી હોયની એમ સમજે છે. પરંતુ ભાઇઓ !! વિચારો,–એવા પૈસા લેવાથી શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે ખરૂં જોડું બંધાતું નથી, તથા શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે કેટલું પાપ લાગે છે. વળી તેની અધમ પ્રજા ઉત્પન્ન થાય છે, એવું કહેલું છે. તે ધ્યાનમાં રાખી વિચારવું જોઇએ. વળી આ પ્રમાણે મેળવેલો પૈસો બહુ કાળ ટકતો નથી, તેમ સારાં કામમાં વપરાતો નથી, એમ જોવામાં આવે છે.

હાલ કેટલીક જ્ઞાતિઓમાં વસ્તીનો ઘટાડો થતો જાય છે. તેનું આ એક મોટું કારણ છે. જેના ઘરમાં બે ચાર પુત્ર હોય, તેઓ

માંડ માંડ પેટ બાળી પૈસા ભેગા કરી પરણ્યા હોય, તેમાં કોઇની નશીબ જોગે સ્ત્રી મરી જાય, તો તે બિચારાનાં ભાગ્ય ફરી વળ્યાં. એક વખત માંડ માંડ ઘણી મુશીબતે ઘર મંડાયું, તો ફરી પરણવાની આશાએ શી ? એ બિચારો તો રઝળી રખડી આ સંસારમાં અને પોતાની જ્ઞાતિમાં અવતરી જેવો આવ્યો, તેવો વાંઢો રહી દુઃખી થઈ અવતાર પુરો કરે. આવા ચાલથી ઘણી જ્ઞાતિઓમાં ઘણાઓના વંશ ગએલા છે. જે ગામમાં જે જ્ઞાતિનાં ઘણાં ઘર હતાં, તેમાં આજે તપાસ કરીશું તો ઘણાઓના વંશ આવાં કારણથી ગયેલા જણાશે, અને તેથી આગળનાં કરતાં આજે ઘણાં ઘર ઓછાં માલમ પડશે.

અરસપરસ સાટાંપાટાં કરી સામસામું કરવાનો રિવાજ ઘણી નાતોમાં છે. તે પણ તેવોજ પાપી અને હાની કરતા છે.

કોઈ એવો પ્રશ્ન કરે કે અમે દીકરીના પૈસા ન લઇએ, પણ પાછા અમે અમારા દીકરાને પરણાવીએ ત્યારે દેવા પડે. માટે તેનું શું કરવું ? તેનો એટલોજ જવાબ કે ભાઇઓ ! ! આપણા દીકરાનું શું થાશે ? તેનો વિચાર નહીં કરતાં ફકત એટલુંજ કરવું કે પોતાના દીકરાને ભણાવી ગણાવી સારા લક્ષણવાળા કરવાની ફિકર રાખવી. તો તે એમની મેળે સારા થઈ પરણશે. વળી જ્ઞાતિમાં લેવાદેવાનો ચાલજ બંધ કરેલો હોય, તો પછી દીકરાના શા માટે આપવા પડશે. પરમેશ્વર સૌને આપી રહેછે. સારાં કૃત્ય કરનારનું સારૂંજ કરશે. કોઈ પોતાની દીકરીના પૈસા લેછે, તેને પોતાના દીકરાને પરણાવતાં દેવા પડેછે, એટલે અહીં સરખે સરખું થઈ રહ્યું. પૈસાદાર થવાની આશા હોય તેતો બંધ પડી, પણ ઉલટું આ ક્ષણભંગુર દુનિઆમાં

જે પાપ મેળવ્યું તે પાછું ટળવાનુંજ નહીં. એવા પાપી પૈસા લેઈ દીકરાને પરણાવવાનો વિચાર નહીંજ કરવો. તેના કરતાં દીકરો વાંઢો રહે તે સારૂં, જે પાછું પાપ ભોગવવું ન પડે. પાપી કર્મ કરી સુખ મેળવવા ઈચ્છવું એના જેવું એકે ભૂંડું નથી. એવે રસ્તે મેળવેલું સુખ અંતે નાશકરતા થઈ પડેછે.

કન્યાવિક્રયનું પાપી કામ કરનારાને પરમેશ્વર શિક્ષા બદલ અવળી બુદ્ધિ આપે છે, તે તેઓ જાણી શકતા નથી. હરામના પૈસા મળવાથી મોહીત થઈ જાણે છે કે આપણે હવે શી ફિકર છે? ધંધો નહીં કરીએ તો પણ હરકત નથી. એવા એવા તુરંગ લાવી સારો ધંધો કરવાની દરકાર કરતા નથી, ને કરેછે તો તેવા પાપી માણસને પરમેશ્વર બરકત આપતો નથી. પણ પાપી પૈસાથી થએલી પાપબુદ્ધિથી બીજી દીકરી હોય તો તેપર ટાંપી બેસી રહેછે, અને આવેલા પૈસા એડાં એડાં અયોગ્ય રીતે વાપરી ખાઈ જાય છે. છોકરો હોય તેને પણ પરણાવતાં મોંએ માગ્યાં દામ દેવા પડે, અથવા ઈશ્વરી કૃત્યથી કોઈ જાતનું નુકશાન લાગે છે. નુકસાન એ અપરાધ રૂપ વૃક્ષનું ફળ છે. જેવું કૃત્ય કરીશું તેવું ફળ મળશે. એમ અનેક રીતે ખરાબ થઈ દરિદ્રી અવસ્થામાં આવે છે.

આવા ઘણા દરિદ્રી અને નીચ કામ કરનારની સંગતની અસરથી ન્યાતિજનો આળસુ, સુસ્ત, પાપી ધંધા ઉપર આશરો રાખી પેટ ભરનારનારા થઈ જાય છે.

કહેવત છે કેઃ—"જેવું બીજ વાવીએ તેવું ફળ થાય" તે પ્રમાણે અધમ કર્મ કરનારાની પ્રજા પણ અધમ એટલે નીચ બુદ્ધિની, આળસુ, સુસ્ત, દરિદ્રી, પાપીધંધા ઉપર આધાર રાખી પેટ ભર-

નારી, લૂલી, પાંગળી, અભણ, અધર્મી, ને મૂર્ખ થતી જાય છે. એમ તેમનો દહાડે દહાડે વધારો થવાથી આખી જ્ઞાતિ અધમ થઈ હલકી થઈ જાય, એમાં નવાઈ નથી.

આગળ કહ્યું છે કે સહાયી વગર કોઈ પણ કર્મ શરૂ થઈ શકતું નથી. તેમ સ્ત્રી એ સંસારના સર્વ કર્મમાં સહાયી છે. યજ્ઞ યાગાદિક ધર્મનાં શુભ કામો સ્ત્રી સાથેજ થાય છે. જ્યારે શાસ્ત્ર પ્રમાણે જોડું જોડાતું નથી, ત્યારે શુભ કામ એવી સ્ત્રી સાથે રાખી થઈ શકતાં નથી, ને થાય છે, તો તે ખરેખરૂં ફળ આપતાં નથી. હાલ કેટલાક કહેછે કે ભાઇઓ ? આજે કળીયુગ છે. તેથી જે ધર્મ ક્રિયાઓ થાય છે, તે બરાબર ફળ નથી આપતી, પણ તેઓ એટલું નથી સમજતા કે આજે ક્રિયા કરનારા છે, તે ક્રિયા કરવાને લાયક નથી. કારણ કે તેમનાં અંતઃકરણ અનેક અઘટીત કર્મના પાપરૂપી મેલથી ભરેલાં છે. માટે તે શું ફળ આપે? જ્યાં પાપરૂપી ઘણો મેલ ભરેલ હોય, ત્યાં પુણ્યના ફળ રૂપી સારો રંગ લાગતો નથી.

કન્યાવિક્રયનો પૈસો લઈ ધનવાન થવાની ઇચ્છા રાખવી તે ખોટું છે. એવા પૈસા લેનારની સ્થિતિ તરફ વિચાર કરશો તો બહુ ભૂંડી માલમ પડશે. તે આવે ત્યારે તો સારો લાગે પણ અંતે "ચાર દહાડાનું ચાંદરડું" તેની પેઠે પાછું તેવુંને તેવુંજ. ઉલટું ઘરમાં હોય તેને પણ તાણી જાય. કહેવત છે કેઃ—"એવો પૈસો તો બિલાડીનાં રૂવાંટાં જેવો છે." એટલે તેના એકના અનેક દેવા પડેછે.

"જેવે રસ્તે પૈસો આવ્યો હોય તેવે રસ્તે જાય" તે પ્રમાણે અધમ રસ્તે મેળવેલો પૈસો સારે રસ્તે ભાગ્યેજ જાયછે. તેવો પૈસો દુર્વ્યસન, વેશ્યા, ચોરી, લૂટ, અને દીકરાને પરણાવતાં દેવા પડે, ઘરમાંથી કોઈની સ્ત્રી મરી જાય તો તેને ફરી પરણાવવામાં બેસે,

અયોગ્ય રસ્તે ખાવા પીવામાં, કોઈ અચાનક કારજ વરો આવી પડે તેમાં; એમ અનેક રસ્તે જવાનો માર્ગ કરી ઘરના પૈસા શીખે વ્યાજમાં તાણી જાય છે. એવો પૈસો સ્થિર થઈ ઘરમાં રહેતો નથી. માટે એવા કામ કરનારા અને એવા પૈસા એ બંને અધમ છે.

એવા પૈસા તરફ જરાપણ નજર નહીં રાખતાં શુદ્ધ રીતે પૈસો મેળવી શુદ્ધત્વ પ્રાપ્ત કરો. સારે માર્ગે મેળવેલું દ્રવ્ય આબરૂ વધારે છે, તેમ કુમાર્ગ મેળવેલું દ્રવ્ય એબ લગાડે છે.

**मनु. अ. ५ श्लोक** ૧૦૬ માં કહ્યું છે કેઃ—

**सर्वेषामेवशौचाना, मर्थशौचंपरंस्मृतम् ।**

**योर्थेशुचिःसहिशुचि, नेमृद्वारिशुचिःशुचिः॥**

**અર્થ**--સર્વ પ્રકારની શુદ્ધતા તથા ચોખ્ખાઈમાં સારે માર્ગે ધન મેળવવું, એ શુદ્ધતા મોટી ગણવામાં આવી છે. કારણ કે ધન મેળવવામાં જે ચોખ્ખો છે તે શુદ્ધ છે. માટીને પાણી લઈને જે હાથ શુદ્ધ કરેછે તેનેજ ચોખ્ખો ન ગણવો.

ગમે તે પ્રકારે દ્રવ્ય મેળવવું એવો નિશ્ચય કદી પણ કોઈએ ન કરવો. પોતાના અસલ ધર્મ પ્રમાણે વિચારી ચાલવું. કહ્યું છે કેઃ--

**शार्दुलविक्रीडितवृत.**

**क्षुत्क्षामोपिजराकृशोपिशिथि,लप्रायोपिकष्टांदशा,**

**मापन्नोपिविपन्नदीधितिर, पिप्राणेषुगच्छत्स्वपि;**

**मत्तेभेंद्रविभिन्नकुंभदल, नग्रासैकबद्धस्पृहः,**

किं जीर्णतृणमत्तिमानमह, तामग्रेसरः केसरी. ॥ १ ॥

ભાવાર્થ એજ વૃતમાં

"ભૂખ્યો હોય અને જરાથિ કૃષથૈ, શીથીલ તે કાંપશે;
આપત્તિ નડતાંજ તેજ ક્ષિણ થૈ, કાયા તજી ચાલશે;
તોયે જે શુર હસ્તિ કુંભસ્થળનું, ખાનાર છે માંસ તે;
ખાશે કેશરી કેમ જીર્ણ તૃણને, મૂકી મહત્તા છતે."

**અર્થ**--ગમે તો ભૂખ અને ઘડપણથી દુબળો થયો હોય, તેનું શરીર કમજોર થઇને કાંપતું હોય, ગમે તેવી વેદના સહન કરવાની વખત આવે, સઘળું તેજ હણાઈ જાય, ગમે તો ઘડીકમાં પ્રાણરહીત દેહ થઈ જાય, પણ જે કેસરી સિંહ હાથીના કુંભસ્થળનું માંસ ખાનારા છે, તે પોતાની મહત્તા મૂકી જીર્ણ એવું જે ઘાસ તેનું ભક્ષણ કરતા નથી.

તેનીજ પેઠે હે મહાન આર્ય પુત્રો !! તમે પણ તમારી અસલ મહત્તા વિષે વિચાર કરો, "ડાચાં તે સાચાં ને પોથાં તે થોથાં" એમ ન ઠરાવો.

આપણા પવિત્ર શાસ્ત્રોમાં શું કહેલુંછે, તેના સામી નજર કરો; તેમાં કેવી રીતે ને કેવું દ્રવ્ય મેળવી ખાવું, કહ્યુંછે તે તપાસો; આવું શાસ્ત્ર વિરૂદ્ધ દ્રવ્ય મેળવી અખાજ ખાવું એ બહુ ખોટું છે. ગમે તો તેના વિના ભલે ભૂખ અને ઘડપણથી દુબળા થઇએ. ભલે શરીર કમજોર થઈ કાંપવા લાગે, ભલે અનેક તરેહનાં દુઃખ આવી પડે, ભલે સઘળું તેજ હણાઈ જાય, ભલે ઘડીકમાં પ્રાણરહિત દેહ થઈ જાય, અને ભલે ભિક્ષા માગવી પડે, એ બધું સારૂં પણ સાચો

અસલ ધર્મ મૂકી પાપ મેળવવું એ ભૂંડું છે; જે પાછું સદાકાળ નડ્યાજ કરે. અંતે "धर्मे जय" અને "पापे क्षय" ॥ એ પ્રમાણે થયા વિના રહેજ નહીં. માટે પહેલાંથી વિચારવું તે સારૂં કહેવાય.

ઉત્તમ પુરૂષોએ હરેક કામ કરતાં પહેલાં વિચારવું જોઇએ. વિચાર્યા વિના જે કાર્ય થાય છે, તે અંતે દુઃખ કરતા થઈ પડી પાછળથી પસ્તાવો ઉત્પન્ન કરેછે. તે વિષે કહેલું છે કેઃ--

## मालिनीवृत.

गुणवदगुणवद्वा, कुर्वताकार्यमादौ ।
परिणतिरवधार्या, यत्नतःपंडितेन ।
अतिरभसत्कृतानां, कर्मणामाविपत्ते ।
भवतिहृदयदाही, शल्यतुल्योविपाकः ॥ १ ॥

**અર્થ**--ગુણવાળું કે ગુણ વિનાનું કામ કરવું તે પહેલાં પંડિતે પ્રયત્નથી તેના પરિણામનો નિશ્ચય કરવો. કારણ કે વિચાર્યા વિના જે કાર્ય થાય છે, તેનું ફળ મરણ સૂધી શલ્યના સરખું હૃદયને દાહ કરનારૂં થાય છે. અરેરે ! ! કંન્યાના પૈસા લઈ "લાકડે માકડું વળગાડી દેવું"એ શું ખેદ કરતા ને હૃદયને દાહ કરતા નથી? છે. આવા અધર્મના પૈસા લઈ પોતાનો ખરો ધર્મ, જે અંતે આલોક ને પરલોક બંને ઠેકાણે સાથે આવે છે, બીજુ કાંઈ સાથે આવતું નથી, એવો અમૂલ્ય ધર્મ ખોવો, એના જેવું બીજું કાંઈ ભૂંડું નથી. તે વિષે વિદુરનીતિમાં કહેલ છે કેઃ--

श्लोक.

अप्रशस्तानिकार्याणि, योमोहादनुतिष्ठति ।

सतेषांविपर्यभ्रंशाद्, भ्रश्यतेजीवितादपि ॥ १ ॥

**અર્થ**--જે મોહથી નિંદા કરવા યોગ્ય કામ કરેછે તે, તે કામના વિપરીતપણાના દોષવડે જીવિતથી પણ ભ્રષ્ટ થાય છે. વળી વિદુરનીતિમાં કહ્યું છે કેઃ--

श्लोक.

कर्मणांतुप्रशस्ताना, मनुष्टानंसुखावहं ।

तेषामेवाननुष्ठानं, पश्चात्तापकरंमतं ॥ १ ॥

**અર્થ**--જે કાર્ય વખાણવા યોગ્ય છે. તે કરવાથી સુખ થાયછે. જો તેવાં વખાણવા યોગ્ય કાર્ય નથી થતાં. તો તેથી પશ્ચાત્તાપ થાય છે, અર્થાત્ નિંદીત કાર્ય પશ્ચાત્તાપ કરાવનારાં છે.

વળી વિદુરનીતિમાં કહ્યું છે કેઃ--

श्लोक.

अन्योधनंप्रेतगतस्यभुक्ते,वयांसिचाग्निश्चशरीरधातून् ॥

द्वाभ्यामयंसहगच्छत्यमुत्र,पुण्येनपापेनचचेष्टमानः ॥

**અર્થ**--મરી ગએલા માણસના ધનને બીજો ભોગવે છે, અને તેના શરીરને પક્ષીઓ ફોલી ખાય છે, અથવા તો અગ્નિ બાળીને રાખ કરી નાંખે છે; પુણ્ય અને પાપથી વીંટાએલો તે પુણ્ય અને

પાપ એ એની સાથે પરલોકમાં જાય છે. (ધન કે શરીર, પુત્ર, સ્ત્રી, આદિ બીજું કંઈ સાથે જતું નથી.)

श्लोक.

अग्नौप्रास्तंतुपुरूषं, कर्मान्वेतिस्वयंकृतं ।

तस्मात्तुपुरूषोयत्ना द्धर्मंसंचिनुयाच्छनैः ॥

**અર્થ**—અગ્નિમાં જેનું શરીર નાશ થયેલુંછે. એવો પુરૂષ(જીવ) પોતાનાં કરેલાં કર્મને અનુસરે છે. અર્થાત્ જેવાં કર્મ કર્યાં હોય તેવાં ફળ ભોગવે છે. માટે હે ભાઇઓ! ધીરે ધીરે મહેનત કરીને ધર્મને વધારતાં જવો; અર્થાત્-કલ્યાણકારક કામ કરતા રહેવું. કામથી, ભયથી, લોભથી, કે જીવવાના હેતુથી, પણ કોઈ દિવસ પોતાનો ખરો ધર્મ છોડવો ન જોઇએ. જે માયાથી મોહિત થઇને એવાં દુષ્ટ કામ કરેછે, તે વિષે ગીતામાં કહેલ છે કેઃ—

श्लोक.

नमांदुष्कृतिनोमूढाः प्रपद्यंतेनराधमाः ।

माययापहृतज्ञाना आसुरंभावमाश्रिताः ॥

**અર્થ**—માયાવડે જેનું જ્ઞાન નાશ થએલું છે. એવા અને અસુરના ભાવને પામેલા નઠારા કર્મ કરનારા, મૂઢ, અધમ પુરૂષો મને પામતા નથી. એવું શ્રી ભગવાને કહેલું છે.

વિદુરનીતિમાં કહ્યું છે કેઃ—

श्लोक.

नैमंछंदांसिवृजिनात्तारयंतिमायाविनंमाययावर्त्तमानं ।

नीडंशकुंताइवजातपक्षाश्छंदांस्येनंप्रजहंत्यंतकाले॥

**અર્થ**—માયામાં બૂડેલા અને માયાથી વર્તનારા પુરૂષોનો પાપ થકી વેદ ઉદ્ધાર કરતા નથી, એ વેદતો પાંખોને પ્રાપ્ત થએલા પક્ષીઓ જેમ માળાનો નાશ કરી નાંખે છે, તેમ તે માયાવી પુરૂષોનો અંતઃકાળે નાશ કરેછે. માટે મનુષ્યે કેવી રીતે વર્તવું તે વિષે ભર્તૃહરીએ કહેલ છે કેઃ—

श्लोक.

दिवसेनैवतत्कार्यं, येनरात्रौसुखंवसेत्
अष्टौमासेनतत्कार्यं,येनवर्षंसुखंवसेत्
पूर्वेवयसितत्कुर्यात्,येनवृद्धःसुखंवसेत्
यावज्जीवेनतत्कुर्यात्,येनामुत्रसुखंवसेत् .

**અર્થ**—દિવસે એવું કરવું કે જેથી રાત્રે સુખથી સુવાય, આઠ માસ એવું કામ કરવું કે જેથી ચોમાસું સુખમાં જાય, પહેલી અવસ્થામાં એટલે જુવાનીમાં એવું કામ કરવું કે વૃદ્ધાવસ્થામાં સુખથી રહેવાય, અને જીવતાં સુધી એવું કામ કરવું કે જેથી દેહ છોડ્યા પછી પરલોકમાં સુખમાં વસાય.

ઉપર કહેલાં મહાન પુરૂષોનાં વચનો આ લોક ને પરલોક બંને ઠેકાણે સુખી થવાનો માર્ગ બતાવે છે. તો જેઓ પોતાની ચડતી કળા થવાની ઇચ્છા રાખતા હોય, તેમને તે અવશ્ય ગ્રહણ કરવા યોગ્ય છે.

માટે હે ભાઈઓ ! વિચારો કે હાલ જે માયાથી વર્તવાનું સુઝયું છે. એ ખરેખર નાશ થવાનાં ચિન્હ સમજવાં. "विनाश काळे विपरीतबुद्धिः" એ પ્રમાણે થયું છે. તો હવે આમને આમ ક્યાં સુધી ઉંઘ્યાં કરીશું ? હવે જાગો !! રે જાગો ને જુઓ ?

આ દુનિઆની અંદર પૈસા મેળવવાને ધંધાની ક્યાં ખોટ છે? જ્યાં સુધી કન્યા વિક્રયનો પાપી પઇસા લેવાની ઈચ્છા હશે, ત્યાં સુધી પરમેશ્વર સારી બુદ્ધિ આપી સારો ધંધો સુજાડનાર નથી, એ નક્કી સમજવું.

જુઓ કેટલીક જ્ઞાતિમાં કન્યાવિક્રયનો ચાલ નથી, તો તેનું ગુજરાન નથી ચાલતું? તેઓની સ્થિતિ તરફ નજર કરો! તેમને પરમેશ્વરે સારા કામથી સારી બુદ્ધિ આપી કેવી સારી સ્થિતિ કરીછે, અને તેઓ કેવા સુખી અને સૌથી ચડીઆતા ગણાય છે. એ સૌ સજ્જનો જાણેછે. છતાં તે તરફ વિચાર નહીં કરતાં આંખઆડા કાન કરી ધર્મ ધર્મને ઠેકાણે મૂકી ગાડરીઆ પ્રવાહની પેઠે ચાલ્યા જવું, એ ખરેખર અફસોસ કર્યા જેવુંછે. જ્યાં સુધી એ દુષ્ટ ચાલ હશે, ત્યાં સુધી તે મનુષ્યનું કે તે જ્ઞાતિનું ભલું થાય એ ધારી શકાતું નથી. અરે યવનલોકો જેવા કે ઘણા ખરા મુસલમાન, પારસી, ક્રિશ્ચિયન કાંઈ દીકરીઓ વેચી તમારી પેઠે પઇસા લેતા નથી. તેઓથી પણ તમે આર્યો ગયા !! અફસોસ!! અફસોસ !!

દીકરીને પરણાવતી વખતે સારાં લગ્ન જોવરાવવાનો રિવાજ છે. તે એટલા સારૂ કે જોડું સુખી રહી આનંદમાં દિવસ ગુજારે, પણ તેની સાથે એટલું નથી વિચારતા કે તેને ખરૂં સુખ તો સારો જમાઈ ને ઘરમાં ખાવાને હશે તો મળશે. જમાઈના ઘરમાંથી પૈસા ઉસરડી લઇએ, ને પછી સારૂં મુહૂર્ત પૂછાવીએ જે તે સુખી થાય.

પણ તેથી તે ક્યાંથી સુખી થાય? દુઃખનું મુહૂર્ત તો પૈસા લઈ પેહેલાંથીજ કર્યું છે. પછી એવો ખોટો ઢોંગ દેખાડવો, એ કયા ડહાપણની રીત? મારૂં કહેવું એમ નથી કે મુહૂર્ત ન જોવાં, તે જોવાં, પણ પહેલું ખરૂં જોવાનું એ કે સારો જમાઈ, ને તેના ઘરમાં ખાવાનું, પછી બીજી વાત કરવી એ વાજબી છે.

કન્યાવિક્રય કરવા વાળા કન્યાદાન દેવાને બેસે છે. તે વાજબી જોઇએ તો ખરૂં નથી. કારણ તેણે ક્યાં ખરૂં કન્યાદાન દીધું છે? તેણેતો વિક્રય કરેલો છે, માટે તેનું દાન દેવું આ ઠેકાણે ક્યાં રહ્યું? ને પછી કન્યાદાન દેવાનો ઢોંગ કરવો, એતો ખાવાના રૂપિઆ લીધા છે, એવું જેઓ જાણતા ન હોય, તે સઘળાઓને તેમજ પરમેશ્વરને છેતરી તેના બમણા ગુનેગાર થવા જેવું છે.

એક નાગર ગાગર ભરાય એટલા રૂપીઆ લઇને પછી કન્યા દાન કરવા બેઠો, ત્યારે ગોરે કન્યા દાનનો સંકલ્પ કરાવીને કન્યાદાન અપાવ્યું. પછી કન્યાના બાપ પાસે કહેવરાવ્યું કે "मयादत्ता" મે કન્યા દાન કર્યું. પછી કન્યાની મા પાસે કહેવરાવ્યું કે "मयापिदत्ता" મે પણ કન્યાદાન કર્યું. પછી ગોરે વરને કહ્યું કે તમે કહો કે "मयाप्रतिगृहीता" મે કન્યાદાન લીધું. ત્યારે વરે ગોરના કાનમાં કહ્યું કે "બંદા ખરીદ કરકે લેત્તા" જુઓ એનું નામ કન્યાદાન કહેવાય નહીં, પણ કન્યા વેચી કહેવાય.

દીકરીના માબાપો તેના ઘરમાંથી પૈસા ઉસરડી લે છે. તેથી તે બિચારીને રોટલા ખાવાના પણ વખતે સાંસા પડે છે. દીકરીનો ધણી ઘણા વર્ષ દુઃખ વેઠી માંડમાંડ થોડા પૈસા પેટ બાળી ભેગા કર્યા હોય, ને થોડા કરજે લઈ મુશીબતે પરણે. હવે જેના કરજે પૈ-

સા લીધા હોય, તેને પણ દેવા પડે, તથા તે મેળવવાને પેટમાં પૂરો રોટલોએ નહીં ખાતાં દુઃખ વેઠી પૈસા ભેળા કરવાનો વિચાર કરે, તેમાં વળી છોકરાં છૈયાં થઈ પડે. જ્યાં બિચારાં સ્ત્રી પુરૂષ કરજ પુરૂં કરવામાંને પોતાનું પેટ ભરવાનું કરવામાં રાત દિવસ ઉંઘતાંએ ન હોય, ત્યાં વળી છોકરાંનું પેટ ભરવાનું માથે આવી પડે, એમ ચારે તરફની વ્યાધીથી તેઓ ઘણાંજ દુઃખી થઈ સંસાર ઉપર કં-ટાળો લાવે છે. ને દીકરીને તેનો ધણી નિસાસો નાંખી કહેશે, કે આ બધું દુઃખ તારાં માબાપના પ્રતાપથી છે. મારી પાસેથી પૈસા લેવામાં પાછુંવાળી જોયું નથી. એવાં એવાં સાસરીઆનાં તથા ધણીનાં મેણાના મારથી, તથા પોતાને પડતાં દુઃખથી, તે બિચારી નિસાસો નાંખી હાય, હાયના પોકાર કરી માબાપને વારંવાર ભુંડા શ્રાપ દેછે, ને કહેછેકે માબાપે પોતાનો સ્વાર્થ તાકી મારાં સુખ દુઃખ તરફ કાંઈ વિચાર રાખ્યો નથી. અરેરે!! એમનું ભુડું થજો. આવા આવા હાય, હાયના પોકારથી જેને શ્રાપ દેછે, તેનું ભુડું થઈ જતાં વાર લાગતી નથી. તે વિશે આપણા પવિત્ર શાસ્ત્રમાં લખેલુંછે કે;—

### मनु. श्लोक.

**शोचंतिजामयोयत्र, विनश्यत्याशुतत्कुलं॥**

**नशोचंतितुयत्रैता. वर्धतेतद्धिसर्वदा.॥**

અર્થ—જે કુળમાં સ્ત્રીઓ દુઃખથી શોકાતુર રહેછે. એ કુળનો જલદીથી નાશ થાયછે, અને જે કુળમાં સ્ત્રીઓ પ્રસંન રહેછે. એ કુળ હમેશાં વધતું જાયછે. અથવા ઉંચું થાયછે. વળી મનુસ્મૃતિમાં કહેલુંછે કે:—

श्लोक.

जामयायांतिगेहानि, शपंत्यप्रतिपूजिताः॥

तानिकृत्याहतानीव, विनश्यंतिसमंततः॥

**અર્થ**—સ્ત્રીઓ જેને દુઃખથી હાય, હાય, ઇત્યાદિ શબ્દોવડે શ્રાપ દેછે તે ગૃહસ્થોનું કુટુંબ સર્વ પ્રકારે નીચું પડીને જલદી નાશ પામેછે. જેમ કૃત્યા એટલે કાંઈ ન કરવાની ક્રિયાઓથી કુળનો નાશ થાયછે, તે પ્રમાણે. માટે જે લોકો પોતાના કુટુંબની ચડતી કળા થવાની ઇચ્છા રાખતા હોય, તેમણે પોતાની પુત્રીને વસ્ત્રાભૂષણથી કે અન્ન વગેરે પદાર્થોથી દુઃખી થવા દેવી નહીં.

સ્ત્રીઓને રાજી રાખવી, એવો ધર્મ કેટલીક બ્રાહ્મણોની જ્ઞાતિમાં આજ પણ છે, આપણે વિચારવું જોઇએ કે આપણે ઉત્તમ ઋષિઓના વંશજો છીએ. એ તરફ વિચાર કરી બ્રાહ્મણોનો ખરો ધર્મ છોડવો ન જોઇએ. દુઃખ વેઠીને પણ ધર્મનું રક્ષણ કરવું. શું કરવાને બ્રાહ્મણનો શ્રેષ્ટ અવતાર મળ્યો છે! તે વિચારો! તે વિશે મનુસ્મૃતિમાં કહેલુંછે કેઃ—

श्लोक.

उत्पत्तिरेवविप्रस्य, मूर्तिर्धर्मस्यशाश्वतीः॥

संहिधर्मार्थमुत्पन्नो, ब्रह्मभूयायकल्पतेः॥

**અર્થ**—બ્રાહ્મણનો જન્મ એજ કોઇ ધર્મનો અખંડ અવતાર છે. કારણ બ્રાહ્મણ ધર્મને અર્થે તથા મોક્ષે પહોંચાડવાને અર્થે ઉત્પન્ન થયેલા છે.

## श्लोक.

ब्रह्मणोजायमानोहि, पृथिव्यामधिजायते॥
ईश्वरसर्वभूतानां, धर्मकोषस्यगुप्तये॥

અર્થ—બ્રાહ્મણ જન્મેછે ત્યારથીજ તે પૃથ્વી ઊપર શ્રેષ્ટ ગણાયછે. સર્વે પ્રાણીઓનો એ ઉપરી છે. ધર્મ રૂપી ભંડારનું રક્ષણ કરવાનું કામ એને સોંપેલું છે.

ઉપર લખેલા એ શ્લોક વાંચીને તથા સાંભળીને મનમાં વિચાર કરો કે આપણે કોણ છીએ? શું કરીએ છીએ? અને શું કરવું જોઇએ? હે રૂષિપુત્રો વિચારો તમારો મહિમા કેવો છે. હાલતો "वाहार त्यांथीज धाड" "वाड वेलाने खाय" એવું થાયછે.

બ્રાહ્મણ ધર્મરૂપી ભંડારનું રક્ષણ કરેનાર પોતેજ તે ભંડારને તોડી આવાં કન્યાવિક્રય જેવાં અવળાં કૃત્ય કરશે, તો પછી તેમનો દાખલો લઈ નીચા વર્ગના લોકો કરે, એમાં નવાઇએ શી?

કહેવતછે કે:—"દીવાની પાછળ અંધારૂં" તેની પેઠે બ્રાહ્મણોના બાપદાદાઓ મહા પ્રતાપિ થઈ લોકોને નીતિને અને સદાચરણને રસ્તે ચલાવવાને અનેક મહાન ગ્રંથો ગુંથી પોતે તેમાં કહ્યા પ્રમાણે ચાલી પોતાનો દાખલો બીજાઓને દેખાડી સારે રસ્તે ચલાવવાને અહોનિશ પ્રયત્ન કરતા. એવાં એવાં અનેક સર્વોત્તમ કાર્યોમાં મંડ્યા રહેવાને લીધે, તેઓ સર્વથી શ્રેષ્ટ ગણાઇ ગયા. તેના પુત્રો આજે પોતાના પવિત્ર બાપદાદાઓની ખરી વડાઇ છોડીદઇ કનિષ્ટ કર્મ આદરી નીચ કામ કરનારની પંક્તિમાં આવતા જાયછે. ખરે!! પરમેશ્વરની ગતિ ન્યારી છે. અસ્તોદયનું ચક્ર કોઇને પણ છોડતું ન-

થી. જેઓના વડીલોની સદ્કિર્તિ પગથીએ ચડી ઠેઠ શીખર સુધી જઈ પહોંચેલી, અને જેની કીર્તિના કિરણોએ ચોતરફ ફેલાવ કરી આખી પૃથ્વીમાં પ્રકાશ કરી મૂકેલ, અને જેના ગુણનું ગાયન પ્રાચીન અને અર્વાચીન લોકો નિશદિન ગાયા કરતા, ને ગાયા કરેછે. એવા પ્રખ્યાત ઉત્તમ ૠષિઓના બાળકો આજે અજ્ઞાનતાની અંધારી આવવાથી શ્રેષ્ટ કર્મ છોડી કનિષ્ટ કર્મ ગ્રહણ કરવાને લીધે તેઓની સતકીર્તિ ધીરે ધીરે પગથીએ પગથીએ શીખર ઉપરથી ઉતરવા માંડીછે. તે એટલે સુધી આવીછે, કે સાવ નહીં જેવી થવાનાં ચિન્હ દૃષ્ટિએ દેખાવ આપેછે, અને હજુ નહીં ચેતતાં એમજ ચાલ્યા કર્યું, તો આગળ જતાં શું થશે? એ કહી શકાતું નથી.

જેજે જ્ઞાતિઓની અંદર આવો નુકશાનકારક ખરાબ રિવાજ હોય, તે શોધી તપાસી દુર કરવા. જે સદ્ગૃહસ્થો આગેવાન થઈ પરોપકારાર્થે ઉપાડી લેશે; તો તેમનાં નામ પણ સ્વજ્ઞાતિમાં અચળ રહી જવાનાં એ નક્કી. કદી શરૂ કરેલાં કામમાં વિઘ્ન આવી પડે, પણ હિમતથી કરે જવાથી ધારેલ મનોર્થ સફળ થઈ જયની ધ્વજા ફરકાવશે. કહેલુંછે કે:—

## શ્લોક.

यथायथाहिपुरुषः कल्याणेकुरुतेमनः॥
तथातथास्यसर्वार्थाः सिद्धंतेनात्रसंशयः॥

અર્થ—જેમ જેમ માણસ કલ્યાણકારી કામ કરવામાં મન લગાડતુ જાયછે, તેમ તેમ તેના સઘળા મનોર્થો સિદ્ધ થતા જાયછે. એ

નિઃસંદેહ છે. કન્યાવિક્રય નહીં કરતાં સુજ્ઞોએ તે કુચાલ દૂર કરવા. સારા ધારાઓ બાંધવા, અને જ્ઞાતિ જનોને સમજાવી તેમાં ભેળવવા. ધારા પળાવવાને અથવા બાંધવાને જે જે આગેવાનો હોય, તેમને પણ એટલી વિનંતિ છેકે જે એ ધારા પાળવા ખુશી હોય તેમની કબુલાત લઈ સમાનતા રાખી તેઓને તેમાં દાખલ કરવા જોઇએ. એમ થવાથી ખુશીની સાથ સૌ એ તરફ વળશે, અને તેથી જે દુષ્ટ કન્યાવિક્રયનો ધારોછે તે દૂર થશે.

વળી એ કામ પાર પાડવાની ઇચ્છા વાળાઓએ એ ધારામાં ભળનારાઓનો વધારો થવામાં જેજે જાતની ખામીઓ અને અડચણો લાગતી હોય તે દૂર કરવી જોઇએ.

હરકોઇ એવા ધારાની મંડળીના મુખ્ય મેંબરો તથા બીજા મેંબરો અંદર અંદર સંપથી, સમભાવથી, અને અપક્ષપાતપણેથી વર્ત્તે તો તે મંડળી દિવસે દિવસે આબાદ થયા વિના રહેજ નહીં. માટે એ વાત ધારા બાંધનારાઓએ ખૂબ લક્ષમાં રાખવી.

કેટલાક એમ સમજેછે, કે જે માણસો ઊંચ કુળમાં દીકરી દે, તેને આબરૂ મળે; તથા એ સારો કહેવાય, પરંતુ હાલ ઊંચકુળ એનો અર્થ તો થોડાજ સમજેછે. તેઓ એમ સમજે છે કે જેઓના બાપદાદા ઊંચ કુળનો કહેવાતા હોય, તેના પુત્રો તે ઊંચ કુળનાજ કહેવાય. પછી તેઓ ગમે તેવી નઠારી સ્થિતિમાં ને ગમે તેવા નઠારાં કર્મ કરનારા હોય, તો પણ તેમના બાપદાદાના નામ પરથી તેમને ઊંચકુળના ગણીને તેને પુત્રી દેછે, પરંતુ ખરૂં ઊંચ કુળ કોને કહેવું, અને ઊંચકુળ કહેવાનું કારણ શું? તે થોડાજ માણસો સમજેછે.

અસલ જેઓ વિદ્વાન, ડહાપણ વાળા, અને સદાચરણી હતા, તેમનેજ ઊંચ કુળના ગણ્યા હતા; અને તેથીજ તેઓને કન્યા દેતા

હતા. માટે પ્રથમ ઊંચકુળમાં કન્યા દેતા એ સંભવિત હતું, અને હાલ પણ તેવા કોઈ ઊંચ કુળના સારા માણસને કન્યા આપવી એ વાજબી છે, પણ હાલતો કેટલાક ઊંચકુળના કહેવાતા છતાં સારા ગુણવાન્ કે વિદ્વાન થોડાજ હોયછે, તો પણ તેને કન્યા દેછે એ બહુ ખોટું છે. તે અંતે દુઃખકરતા થઇ પડેછે. કન્યાવિક્રય કરીને ૩૮૦૦) આઠસેં લે, તોપણ ઊંચા તે ઊંચા, વળી જે કન્યાનું મોસાળ આપણી નાતમાં ન હોય, એવી કન્યાને પરણે, તો પણ ઊંચા તે ઊંચાજ ગણાયછે. એવો ચાલ પ્રથમ નહોતો. સદ્ગુણ વિના ઊંચકુળ ટકી શકતું નથી. તે વિશે આપણા શાસ્ત્રમાં કહેલછે કેઃ—

**श्लोक.**

नजारजातस्यललाटश्रंगम्॥
कुळप्रसूतस्य नपाणिपद्मं॥
यदायदामुंचाति वाक्यबाणं॥
तदातदाजाति कुलप्रमाणं॥

અર્થ—વ્યભિચારી પુરૂષ કે સ્ત્રીથી જે ઉત્પન્ન થએલ હોય, તેના કપાળમાં કાંઈ શીંગડાની નિશાની હોતી નથી. તેમ સારા કુળથી ઉત્પન્ન થએલ હોય, તેના હાથને વિષે કાંઈ પદ્મ નથી હોતું, પણ, જ્યારે જ્યારે જે માણસ વાક્ય રૂપી બાણ મૂકેછે, ત્યારે તેની જાતિ કે કુળ ઓળખાયછે. માટે ખરેખરા સદ્ગુણ વાળા હોય, તેજ કુળવાન ગણાય, ને જો તેવા ગુણ તેમાં ન રહે, તો તે અકુળવાન થઈજાય, અને અકુળવાન હોય, તેની પ્રજા પાછી સદ્ગુણ વાળી

થાય, તો તે કુળવાન ગણાય. માટે ખરેખરાં કુળનો આધાર સદ્ગુ-
ણ ઉપર ટકી રહેલો છે. હરેક વસ્તુમાં ઊંચ નીચ પણું તેના ગુણ
ઉપરથી કહેવાયછે, તેમજ સદગુણીને ઊંચો અને દુર્ગુણીને નીચો તો
કહેવો જોઇએ. અને સૌ સદ્ગુણીને સરખા ગણવા જોઇએ.

નાત માત્ર એક બીજાની અનુકુળતાને અરસ પરસના હિતને
લીધેજ બંધાએલી હોયછે. તેમાં જ્યારે એક બીજાને ઊંચ નીચ
ગણે, ને અરસપરસ અદેખાઈ રાખે, ત્યારે તેમનો સંબંધ રાખવા
માં કાંઈ લાભ નથી, એવું સમજવાથી ઉલટો માંહોમાંહે કુસંપ વધે
છે. માટે એ ખોટી વડાઈ મૂકી દેવી ફક્ત એટલુંજ વિચારવું કે આ-
પણે કન્યા ક્યાં દઈશું તો સુખી થશે, એવું સારૂં ઠેકાણું જોઇને તથા
સારો વર જોઇને દીકરીને દેશે તોજ સુખી થવાનો માર્ગ છે. એક
બીજાને નીચ ઊંચ ગણી સૌ ઉપર સરખી પ્રીતિ ન રાખીએ તો કુ-
સંપ થાયજ, ને એમ થાય ત્યાં સુધારો થવામાં અડચણ આવે.
આજ સુધીમાં જેજે સુધારાઓ થયાછે ને થાયછે તેના આગેવાનો
સૌ ઉપર સરખી પ્રીતિ રાખી, તન, મન, અને ધનથી મંડ્યા રહેછે,
ત્યારેજ તે કામ પાર પડી શકેછે, અને પોતાનું નામ અમર કરેછે.
એમ થશે તોજ ન્યાતિઓ કન્યાવિક્રયથી દિવસે દિવસે નબળી થઈ
છે ને થતી જાયછે. તે અટકી પાછી ચડતી પાયરીએ આવશે, અ-
ને જમાના પ્રમાણે બીજી સારી ન્યાતિઓની સાથે ઊંચી પંક્તિમાં
ગણાશે.

આફ્રિકાખંડમાં તેમજ બીજા કેટલાક દેશોમાં ગુલામ વેચવા
નો ધંધો ચાલતો હતો. જંગલી દેશોમાં બળીઆના બે ભાગ હોયછે,
ને નબળા પર બળવાન લોકો ફાવેછે; તે પ્રમાણે જંગલી લોકો ઉપર
હુમલા કરી તેમને પકડતા અને તેમને, તેમની ઓરતો, અને બા-

બાયડીઓને પરદેશમાં પૈસા લઈ વેચતા. જેમ જાનવરોનાં સાટાંપા-
ટાં થાયછે, અથવા, પઈસા આપી ખરીદવામાં આવેછે, તેમ ગુલા-
મોને ધનવાન લોકો પઈસા આપી ખરીદતા હતા, અને તેમની પા-
સે ગુલામી, કરાવતા હતા; અને ગુલામ તરીકે તે બિચારા તેમની
સાથે વર્તતા હતા. આવો ધંધો અને આવું અંધેર ઘણા કાળ સુ-
ધી ચાલ્યું, પણ અંગ્રેજ સરકારના ન્યાયી ને નીતિ વાળા રાજ્યમાં
આ ધંધાનો અટકાવ થયો. તેઓએ લાખો રૂપિઆ ખર્ચીને આ
દુષ્ટ ધંધો તોડીપાડી દુઃખી થતા ગુલામોનો આશીર્વાદ લીધો, પણ
મિત્રો, આપણે ખચિત દિલગીર થવું જોઈએ કે આપણા પોતાના
જ દેશમાં—આપણા પોતાનાજ મોં પાસે, અંગ્રજ સરકારના ઇન-
સાફી અમલમાં—સુધરેલા રાજ્યમાં—કમકમાટી ઉપજાવે એવી
રીતે કન્યાઓનાં સાટાં અને વેચાણ થાયછે. અંધારામાં નહીં પણ
ધોળે દહાડે—લોકોના અને શાણી સરકારના દેખતાં—શા માટે અં-
ગ્રેજ સરકાર એવાં વેચાણનો અટકાવ કરતી નથી, શા માટે સુધારા
વાળાઓ જેઓ અમથી બૂમો પાડી રહ્યાછે, તેઓ કાંઈ બંદોબસ્ત
કરતા નથી? પ્રજાનું હિત ઇચ્છીને દેશી લોકોનું સંસાર સુખ સુધા-
રવા લાંબો કાળ થયાં પ્રયત્ન કરતા છતાં તેઓ, લોકોનાં ધ્યાન પોતા-
ના તરફ ખેંચવા ફતેહમંદ થઈ શક્યા નથી!! શા માટે કન્યાઓ
પોતાની ના પસંદગી બતાવતી નથી? શું બતાવે બાપડી કુમળી ક-
ન્યાઓ! તેમનાં વાલેશ્રીજ વેરી થયાં હોય, વાડ ચીભડાનેજ ગળ-
વા ઉભી થઈ હોય, ત્યારે શો ઉપાય? મા બાપો નાણાની લાલચે
પોતાની કુમળી વયની કન્યાઓને ગમે તેવા અભણ, અણઘડ અને
અયોગ્ય ઓડાં સાથે લાકડે માકડું વળગાડી દેતાં આંચકો ખાતા ન
થી. બીજી તરફથી બાળલગ્નના ચાલની હોળી છે. કે કન્યા સમ-

જણી ન થઈ હોય, ત્યાંથીજ ઊંડા કૂવામાં ઉતારે, એટલે સમજણી થયા પછી, માબાપોને શ્રાપ દઈ, નિસાસા નાખી રોઈ દહાડા કાઢ્યા શિવાય બાપડી દીકરીનો બીજો કાંઈ ઉપાય નથી. સમજણી થયા પછી સગાઈ થતી હોય,તો સોમાં એક પણ સમજુ કન્યા દુષ્ટ માબાપે પૈસાની લાલચથી ધારેલા અયોગ્ય સંબંધનો અટકાવ કરવા પ્રયત્ન પણ કરે. આપણી કુળદેવી મહાલક્ષ્મીનું લગ્ન ભૃગુરૂષિએ તેમનામાં +જુવાની આવતાં કર્યું હતું. તે શ્રીમાળ મહાત્મ્યના સાતમા અધ્યાયના દસમા શ્લોકમાં લખેલું છે. અને ૧૧—૧૨મા શ્લોકમાં લખ્યા પ્રમાણે તે જે વરને પરણવા ચહાતાં હતાં, તેજ વર સાથે તેમનું લગ્ન કર્યું હતું તે આપણા કુળનો જુનો ચાલ અને જુનો ધર્મ જાણીને તે પ્રમાણે કરવું જોઇએ.

પણ પઇસાનાં લાલચુ માબાપો એવી તક તેમને આપેજ શાની? તેઓતો પોતાનોજ સ્વાર્થ (પૈસા લેવા દીકરીને પરણાવી લહાવો લેવો)સમજેછે અને દીકરીને દીવો લઈ ઊંડા ખાડામાં ઉતારેછે. છતી દયાએ એ વખતે નિર્દય બનેછે. આ બધીવાત ખરીછે. એક લીલામના મેદાનમાં જેમ વધારે દામ આપે તેને ચીજ સોંપવામાં આવેછે, તેમ જે વધારે નાણાં આપે, તેના હાથમાંજ કન્યાનો હાથ સોંપી દેવામાં આવેછે.

હાથ સોંપનારાજ કન્યાના વડિલો (માબાપ, મોટા ભાઈ, વા-

---

+તે કન્યાને તેડીને એકદમ ચાર મંગળ ફેરા ફરી શકે, એટલી ઉમ્મરનો અને એવા મજબૂત શરીર વાળો વર જોઇએ, એમ ૪૯મા અધ્યાયમાંઆપણા કુળદેવે એવી આજ્ઞા કરેલી છે. તે આજ્ઞા આપણે તોડીએ તો આપણા ઉપર મહાલક્ષ્મીનો કોપ થાય.

લી વારસ) તેમાં સરકાર શું કરે ? શું કરે બિચારી બાળાઓ ? ત્યારે બધો દોષ માબાપનોજ કે? ના છેક તેમ પણ નથી કહેવાતું? હિંદુઓ (હિંદુ માબાપો તો તેમાં આવીજ જાય) ની રૂઢીઓને દોષ દેવો જોઇએ છીએ; અને આવી દોષ ભરેલી અને હાનીકારક રૂઢીઓને હિંદુઓ વળગી રહ્યાછે, એટલે દોષતો હિંદુની નાતો (મંડળી) નોજ છે.

જે કારણોએ "કન્યાવિક્રય" ને જન્મ આપ્યોછે, ને તેને વધાર્યોછે, તે કારણો જાણવાં જોઇએ, અને તેને દૂર કરવાના પ્રથમ ઉપાય લેવા જોઇએ. તે વિના કન્યાવિક્રયનું એકદમ મૂળ નાકળવું મૂશ્કેલ લાગેછે. તે કારણો એછે કે—

૧. કેટલીક ટૂંકી જ્ઞાતિ હોવાને લીધે કન્યા મળવાના કેટલાક રસ્તા બંધ થાયછે, ને તેથી કન્યાની અછત થાયછે. ટૂંકી જ્ઞાતિ એ હાની કરતા છે. માટે નાતોમાં તડાં પાડી વિભાગ કરવા નહીં.

૨. હાલમાં ઘણાખરા લોકોને સારો ધંધો સૂઝતો નથી તેથી નિર્ધન થઈ ગયા છે.

૩. કન્યાવિક્રયનો ચાલ બસેં વરસ પહેલાં થોડોજ હતો, ત્યાર પછી શરૂ થયોછે, ને વધતો જાયછે. કેમકે ઉપરની બીજી કલમમાં જણાવ્યા પ્રમાણે ધંધો ઓછો થયો, તેથી કમાણી રહી નહીં.

૪. ઉદ્યમ અને પઇસો બંને ન રહ્યાં એટલે જેઓ છેક નિરાધાર થયા, તેમણે પોતાના નિર્વાહને માટે અને વ્યવહાર ચલાવવાને માટે નીરૂપાયે કન્યાવિક્રય આદિ નીચ વૃત્તિથી આજીવિકા ચલાવવા માંડી, ને વ્યવહાર કરવો શરૂ કર્યો.

૫. આગળ જેઓ શ્રીમંત થઇ ગયા, તે હિંદુ લોકો પુષ્કળ ખર્ચ કરતા હતા—અને એ ખર્ચાળ રીતિ વંશ પરંપરા વારસામાં મ-

ળતી આવી તે આજ સુધી ચાલી; પણ પઇસો કમી થયો, તો પણ પડેલી રીત. (રૂઢી) સમો વર્તિને કાઢવાને અસમર્થ હીંદુ લોકો ખોટે વહેમે ચડી રૂઢી દેવીને તૃપ્ત કરવા કન્યાઓનાં ગળાં કરવા લાગ્યા. આ ખર્ચાળ રીતોની ટુંકી હકીકત આ જગાએ આપવાની જરૂર જણાય છે.

૧. ખાવા ખવરાવવાનો થોડો યા ઘણો જે વ્યવહાર નાતોનાં બંધાણો છે. તે કમી કરવાને અથવા મૂળગો કાઢવાને જુના વિચારના લોકો જેટલા નાખુશ છે, તેના કરતાં તેઓ કન્યાવિક્રય કરવાને થોડા નાખુશ દેખાય છે. મતલબ કે કન્યાવિક્રય કરીને પણ તે વ્યવહાર જાળવે છે, પણ એવો સંસારી *વ્યવહાર તેમનાથી કમી થઇ શક્તો નથી ? ? ?

દાખલા તરીકે—કેટલીક નાતોમાં જાનને કન્યાનો બાપ મહિનો મહિનો પંદર, કે આઠ કે ચાર દિવસ રાખે છે. વળી તેટલી મુદતને માટે કેટલીક જમણવાર પણ મુકરર કરેલી હોય છે, તે ઠરાવેલી રીત પ્રમાણે કરવી પડે છે; કેટલીક નાતોમાં અને કેટલાક ગામની નાતોમાં નાસરે અવસરનાં જમણ મુકરર કરેલાં હોય છે, જે ગરીબ યા તાંગર સૌને કરવાં એવો ઠરાવ હોય છે; વગેરે, વગેરે, આ રીતો ન કરવાની અથવા કમી કરવાની સલાહ આપતાં તેઓ કહે છે કે અમો અમારા વ્યવહાર ન કરીએ તો નાત જાતમાં અમારાપર ચુંથરાં પડે, ને લોકોમાં આબરૂ જાય. દીકરીને વેચવાથી આબરૂ જતીનથી !!!

એક જમણ ઓછું કરવાથી ભાઇની લાજ જાય, !! અને ખર્ચતો બધું દીકરીને વેચીને લીધેલા પૈસામાંથીજ કરવાનુંછે. જોજો,

*નાત રીત—સગાંમાં અથવા નાતમાં જમવા જમાડવાની રીત.

હિંદુઓની લાજ વ્યવહાર જાળવવાની રીતી !!! દીકરીને વેચીને વ્યવહાર રાખવો એના જેવો નીચ વ્યવહાર બીજો કયો !!

૨. હિંદુઓ હમેશાં ખોટી મોટાઈ મેળવવાને બહુ આતુર જો-વામાં આવે છે, અને તેથી શક્તિ ન હોય તો પણ શક્તિમાનની બરોબરી કરવાને તેની નકલ કરવા જાય છે. આ પ્રમાણે લાજ રા-ખવા અથવા મોટાઈ મેળવવા શક્તિ ઉપરાંત ને કેટલાક તો કરજ કરીને પણ નાતવરા કરે છે. ને વરઘોડામાં પૈસા ઉડાવે છે. પછી કરજ આપવાનો એકે રસ્તો સૂજતો નથી, ત્યારે કન્યા રૂપી રત્નો વટાવે છે.

શક્તિમાન લોકો પોતાની શક્તિ પ્રમાણે ખર્ચ કરે છે. તેને માટે અમારી ફરીયાદ નથી, પણ શક્તિવિના જેઓ કરજ કરીને અ-થવા મારૂં તારૂં કરીને કામ રોડવવા જેવું કરેછે. તેઓને માટે આ અમારૂં બોલવું છે. કેટલાક લોકો પોતાની ધુનમાં સમજ્યાવિના કહે છે કે, સૌ પછેડી જેવડી સોડ તાણે, કોઇ ગજા ઉપરાંત કરે નહીં. આ તેમનું બોલવું વિચાર કર્યા વિનાનું છે; માટે શક્તિ પ્રમાણે અને શકિત ઉપરાંત ખર્ચ કોને કહેવું. તેની અમારે આ ઠેકાણે સમજ પાડવી જોઇએ. જે માણસની ગાંઠમાં એક હજાર રૂપિઆની રોકડ મૂડી છે. તે તેના બાપના કારજમાં રૂ૧૦૦) ખર્ચે, અને દી-કરાને પરણાવવામાં રૂ૪૦૦) ખર્ચે, ત્યાં સુધી તેણે શકિત પ્રમાણે ખર્ચ્યું અમે ગણીએ, પણ એક હજારની મુડીમાંથી એકી વખતે વરઘોડામાં રૂ૧૦૦) ઉડાવીદે, એ તેની શકિત ઉપરાંત ઉડાઉપણે ઉડાવ્યા ગણીએ, ત્યારે જે માણસની પાસે માંડ માંડ સો બસોની જોમવાઇ હોય, અથવા રળતો હોય, ને ખાતો હોય; એવો માણસ

પોતા પાસે હોય તેટલું કારજ વરામાં ઉડાવીદે, એના જેવી મૂર્ખાઈ બીજી એકે નહીં સમજવી. કરજ કરીને ઘર વેચીને અથવા દીકરી વેચી મેળવેલા પૈસાવડે કારજ કરે, તે કોઇ દિવસ ફળી ભૂત થાયજ નહીં. કરજ કરી કારજ કરવાની શાસ્ત્ર પણ મના કરેછે, અને એવી રીતે કરેલ કારજનો ધારેલો હેતુ પાર પડતો નથી, અને સારા લોકોમાં તેના ઉડાઉપણાની અને મૂર્ખાઇની હાંસી થાય છે. 'કન્યા-વિક્રયનું' પ્રબળ થવાનાં ઉપર જણાવેલાં કારણો પૈકી પાંચમી કલમમાં જણાવેલી હકીકત પરથી સમજાશે કે, હિંદુઓની કાળે કરીને સ્થિતિ બદલાઇ ગઈ, પણ સ્થિતિને અનુસરીને રૂઢી ન ફેરવતાં તેને મજબૂત વળગી રહ્યા છે, ને તેને જરા પણ અળગી કરવાને પ્રયત્ન કરતા નથી. માટે સર્વે જ્ઞાતિના આગેવાનોએ પોતાનું અને પોતાની જ્ઞાતિનું શ્રેય ઇચ્છી પ્રથમ ખર્ચ ઓછાં કરવાને માટે સરળ પડે, એવું બંધારણ બાંધવું, અને જ્યાં બંધન કારક ખર્ચ હોય, તે કાઢીને શક્તિ પ્રમાણે કરવાની છૂટ આપવી. અને બીજી તરફથી વિદ્યા અને દેશી કારીગરી તથા હુન્નરોનો આશ્રય લેવો, તોજ આપણી હિંદુઓની સ્થિતિ સુધરશે અને સ્થિતિ સુધરશે તથા વિદ્યાથી કેળવાઈ સારા આચરણ વાળા અને સારા વિચાર વાળા થઇશું, ત્યારે કન્યાવિક્રય આદિ પાપી કર્મ કરતાં આંચકો આપણી મેળે ખાશું; માટે પ્રથમ દરજ્જે હાની કરતા અડચણો ને કારણો છે. તે દૂર કરી, કન્યાવિક્રય જેવાં દુષ્ટકર્મ દૂર કરવા અમારી નમ્ર ભલામણ છે.

નાત જાતનો વ્યવહાર બહુ ખર્ચ વાળો ન રાખતાં ટુંકો કરીને અથવા ગમે તે પ્રકારે વિવાહ આદિ વરાના ખર્ચમાં ઘટાડો કરીને થોડું ખર્ચ કરવું, એટલે પછી કન્યા પરણાવવાનું ખર્ચ બહુ ભારે નહીં પડે. માટે સર્વ મિત્રોને અમારી ભલામણછે કે જુના જમાનાના

લોકોની પેઠે એક દેશીને ન વળગી રહેતાં જે રીતો સરળ અને સુખ કારક માલમ પડે તે દાખલ કરવી, ને નુકશાન કરેતા ચાલ બંધ પાડવા. આખી જ્ઞાતિમાં કદિ સરળ ધારા દાખલ કરવાનું જલદી ન બને, તો સૌએ પોતપોતાના ઘરનો વ્યવહાર તો પોતાની શક્તિ પ્રમાણે અને પોતાને સહેલો લાગે એવી રીતે રાખવો. કે જરૂરનાં ખર્ચ કરવામાં તણાઈ મરવું ન પડે. કમાણી થોડી ને ખર્ચ મોટાં રાખીએ, તો વ્યવહાર કોઈ દિવસ નભે નહીં, ને આબરૂને હાની પહોંચે. ખોટી મોટાઈ રાખવા જતાં તે મોટાઇ અંત સુધી નભી શકે નહીં, ને પોતાનું પોગળ વરતાય. અશક્ત અને નિર્ધન લોકોને માટે તો એટલોજ રસ્તોછે કે તેઓએ પોતાનો ખરચ ઓછો કરીને પણ કન્યાવિક્રય કરવો નહીં. કન્યાને વેચીને તેના પૈસા આવે, તેમાંથી મન માન્યું ખર્ચ કરી નાત જાતમાં લાવ લેવાની ઈચ્છા કરનારાં માબાપોને ધિક્કાર છે. આવું દુષ્ટ કામ કરીને લાવ લેવાની મમતા રાખવી, તેના કરતાં કાંઈ શક્તિ ન હોય તો કન્યાને કંકુનો ચાંદલો કરી અને લુગડાંના બે ચુંથા પહેરાવીને ફક્ત વરને પોતાને આંગણે બોલાવી વિધિસર વરના હાથમાં રાજી ખુશીથી કન્યા સોંપવી એ સર્વોત્તમ પક્ષ છે. આશરે પચાસ વર્ષ પહેલાં હળવદમાં એક શ્રીમાળી દવે શુકલે પોતાની કન્યાને ચુડાને બદલે હાથે નાડાછડીઓ બાંધીને, અને પાનેતરને બદલે કંકુ વાળી કોરનું માદરપાટનું પંચીયું પહેરાવીને કન્યાદાન દીધું હતું. અને પત્રાળીમાં કંસાર પીરસ્યો હતો, અને ફક્ત વરકન્યાને એક દિવસ શેરની લાપશી કરીને જમાડ્યાં હતાં. તો પણ સોનાને ચૂડે કન્યાદાન દેનાર અને પકવાનોની જમણવારો કરનારના કરતાં તેની નાતમાં અને પર નાતમાં વધારે કીર્તિ થતી હતી. પછી ગોરવની જમણવાર કન્યાને મામે કરી આપી હતી.

કન્યાના પૈસા મોં માગ્યા ઉસડનાર પોતાનો બ્યવહાર બરાબર નહીં
કરે, તો તેની નાત જાતમાં નિંદા થશે, કે પૈસા ઘરમાં દાબીને ખ-
ર્ચતો નથી. પણ જે માણસ એક ફુટી બદામ પણ લીધા વગર ક-
ન્યા આપે, તેનાથી ઓલ્યા કન્યાવિક્રયી માણસના જેવું ખર્ચ નજ
થઈ શકે, તો પણ તેવા માણસની સારા લોકોમાં તો બેશક પ્રસંશા થયા
વિના રહેવાની નહીંજ. જો તેને માટે તેના વિરૂદ્ધ કોઇ બોલે, તો
તે બોલનારને સમજુ માણસો તો નાગડાની ઉપમા આપવાનાજ.
જે એવું બોલનાર મૂર્ખ અને બેવકુફ છે. જે વગર વિચાર્યું બોલ્યા
કરેછે. પણ આવા શુદ્ધ અંતઃકરણના અને શુદ્ધ સ્વતંત્ર વિચારનાં
માણસો વિરલાજ નીકળેછે. અશક્ત છતાં બ્યવહારમાં બંધાઈ ગ-
એલો કોકજ માણસ નાત રીતને પડતી મૂકી શાસ્ત્રની રીત (કન્યાનો
વિક્રય નહીં પણ દાન કરવું) કરી બતાવવા બહાર પડે છે. આ પ્ર-
માણે દરેક બાબતમાં શાસ્ત્રાચાર મૂકાઇને લોકાચાર બંધાઈગયો છે,
અને એ બંધનની બેડીમાંથી નીકળવા કોઈ પ્રયત્ન કરતા નથી, જે
કોઈ બહાર પડી પહેલ કરતા નથી, ત્યાં સુધી હીંદુ લોકોની ચડતી
થવાની આશા થોડી છે. માટે સમજુ માણસોએ વેળાસર એ બા-
બતના ઉપાયો લેવા જોઇએ છીએ. જાણતાં છતાં શા માટે નુકશા-
ન ખમવું ? તે કાંઈ સમજાતું નથી. ફક્ત આળસુ થઈ બેશી રહ્યા
છીએ. દુઃખ મટાડવાનો ઉદ્યમ કરીએ તો દુઃખ મટે. અમથો બડ-
બડાટ ને માથુ કુટવાથી દુઃખ મટતું નથી. માટે જલદી ઉપાયો કરો
અને જેમ અંગ્રેજ સરકારે ગુલામગીરીનો ધંધો બંધ પાડ્યો, તેમ દ-
રેક જ્ઞાતિના શ્રીમંતો અને સારા સમજુ માણસોએ તેમની જ્ઞાતિ-
માં ચાલતો ગુલામીનો ધંધો સત્વર બંધ પાડવા ઉપાયો લેવા જોઇએ.
અજ્ઞાન અને સ્વાર્થિ લોકોનું આ કામ નથી. તેઓને તો જેમ ચા-

બને હોય તેમ ઠીક જણાય છે, પણ સમજુ, પરગજુ માણસોએ આવી વાતો ધ્યાનમાં લેવી જોઇએ છીએ. દરેક નાતમાં મંડળીઓ બાંધવી, નાતના ધારા સુધારવા, ખર્ચ ઓછાં કરવાં, અને કુચાલો કાઢવા. કન્યાવિક્રયને માટે છેવટ કહેવાનું એછે જે કેટલીક નાતોમાં વરા કરવાની રીત ચાલેછે, તેમ કન્યાવાળાને કન્યા પરણાવતાં વધારે ખર્ચનો બોજો ન પડે, માટે તેને મદદ ખાતર અમુક અમુક બાબતોનો ખર્ચ વર વાળાએ કરવો, અને અમુક અમુક બાબતોનો ખર્ચ કન્યા વાળાએ કરવો, એવી રીતે અરસપરસ મદદ મળી કન્યાવાળાને ઓછું ખર્ચ થાય, તેવી રીત બાંધી આપવી, પણ મોંમાગ્યા દામ ઉસરડાયછે, એવું જંગલી પણું ન ચાલવું જોઇએ. આ પ્રમાણે થશે, તો જ્ઞાતિઓ સારી સ્થિતિમાં આવશે. આજ આપણે જોઇએ છીએ કે જેઓ સારી સ્થિતિમાં છે, અને સારે ઉદ્યોગે વળગેલા છે, તેઓ કન્યાવિક્રય કરતા નથી, માટે નાતની સારી સ્થિતિ થવાનો ઉપાય એછે જે હાલની ઉપયોગી વિદ્યા નાતમાં સર્વ બાળકોને ભણાવવી, અને નાત ખાતાની પુંજીમાંથી ભણાવવાનો ખર્ચ આપીને મોટા દરજ્જા મેળવે, એટલે સુધી સૌને ભણાવવા જોઇએ. અને તે વાસ્તે નાતની પુંજી વધારવાના ઉપાય કરવા, મોટા દેશ તેડીને બે દિવસના વાળુમાં હજારો રૂપીઆ ખર્ચિ નાંખેછે, તે કરતાં એટલા રૂપીઆ નાત ખાતે અનામત રાખવા સારૂ આપે, તો તેની કીર્તિ સેંકડો વર્ષ સુધી અમર રહે, અને તેના વ્યાજમાંથી નાતનું કલ્યાણ થવાના ઉપાય કરી શકાય;અને સૌ સુખથી વર્તે.

આ વિષય સમાપ્ત કરતાં પહેલાં પરમકૃપાળુ પરમાત્માને વંદન કરૂંછું.

श्लोक.

यंब्रह्मावरूणेन्द्ररूद्रमरूतः स्तुन्वंतिदिव्यैस्तवैः ॥
वेदैस्सांगपदक्रमोपनिषदै र्गायंतियंसामगाः॥
ध्यानावस्थिततद्गतेनमनसा पश्यंन्तियंयोगिनो ॥
यस्यांतंनविदुःसुरासुरगणा देवायतस्मैनमः ॥ १ ॥

અર્થ—જે પરમેશ્વરને બ્રહ્મા, વરૂણ, ઇંદ્ર, રૂદ્ર, અને વાયુ, સારાં સારાં સ્તોત્રવડે સ્તુતિ કરેછે, અને જે સામવેદ ભણેલાને પાર પામેલા એવા જે પુરૂષો છે, તેતો વેદનાં અંગ અને વેદનાં પદ તથા વેદનાં ક્રમ તથા ઉપનીષદ એટલે વેદાંત શાસ્ત્ર તે વડે કરીને નિરંતર ગાન કરેછે, અને જે પરમેશ્વરને મોટા મોટા યોગી-પુરૂષો ધ્યાન કરીને એક ચિત્તે મનવડે કરીને દેખેછે, અને જે પર-મેશ્વરનો પાર મોટા મોટા દેવ તથા દૈત્ય કોઈ પણ પામ્યા નથી. તે પરમેશ્વરને હું નમસ્કાર કરી માગુંછું કે:—

હે દિનદયાળ, હે ભગતવત્સળ, હે પરમકૃપાળુ, પરમાત્મા, પ-રમેશ્વર, હે સર્વ નિયંતા, હે સર્વ શક્તિમાન, તારી સૃષ્ટિની રચનાથી તારી અગાધ શક્તિનો નમુનો અમારા કઠણ મનપર પડી રહેછે. તું સર્વાન્તરયામી, સર્વ વ્યાપક છતાં પણ અમારા પાપી અને ક્રૂર મન અમને અનીતિના કર્મ તરફ પ્રવર્તાવતાં રહેછે, અને આથી અમે અમારૂં અમૂલ્ય કરવાનું કામ મૂકી આ ઉત્તમ મનુષ્ય અવ-તારનું સાર્થક કરતાં ભૂલી જઈ, અનેક તરેહનાં પાપો કરીએ છીએ.

આ બધાનું ફળ અમે પ્રત્યક્ષ આ દુનિઆમાં જોઇએ છીએ, તો પણ તેમ કરતાં અટકતા નથી, તેથી અમે અમારી આગલી શક્તિ, તેજ, વિદ્યા, અને સર્વસ્વ ખોઈ બેઠા છીએ. માટે હે ! દિનદયાળુ પ્રભુ ! અમારાં કઠોર, અને ક્રૂર મન ઉપર કાંઈ સારી અસર કરી તેને તારી તરફ વાળી સારાં કામ કરવા પ્રેરણા કરી અમને અમારી ગએલી શક્તિ, તેજ, વિદ્યા, મળી આવવા સ્વદેશીજનોમાં સ્નેહ વધારી, ત્વરાએ સ્વદેશીજનોને વિદ્યા, સુખ, સંપ, શાંતિ, વિત્ત, વિર્ય, આદિ આપી, દિન પ્રતિદિન ચડતી કરીને કુસંપ, કુચાલ, વગેરેનો નાશ કરજે. એવી મારી તુજ પ્રત્યે હાથ જોડી પ્રાર્થના છે.

**ભુજંગી છંદ.**

સુણો વીનતી દેશિબંધુ અમારા,
ધરો ધૈર્ય ધ્યાને કરીને સુધારા;
અરે સજ્જનો અંતરે એ ઉતારો,
સુતા વિક્રયી ચાલ વેગે વિદારો. ૧

સમે આ બહુ ચાલ ખોટોજ પેઠો,
નિતીને સ્થિતીમાં કરે નીત્ય હેઠો;
જુઓ વાત વીવેક લાવી વિચારો,
સુતા વિક્રયી ચાલ વેગે વિદારો. ૨

બિચારી સુતાને વસુ લૈ વરાવે,
પશૂનીજ પેઠે દઈ મેર નાવે;
નહીં દાન દેતાં કરે રોજગારો,
સુતા વિક્રયી ચાલ વેગે વિદારો. ૩

રડે ભૂખના દુઃખથી આંસુ પાડી,
અરે તે વદે બાપને શાપ દાડી;

પડે શાપ જો બાપ થાયે અપારી,
સુતા વિક્રયી ચાલ વેગે વિદારો. ૪
વસુ લઈ પશુ પેરશું જોડ જોડો,
અતી વિતના લોભથી રીત તોડો;
અરેરે તમે એમ શું વેર સારો,
સુતા વિક્રયી ચાલ વેગે વિદારો. ૫

સાર્દુલ વિક્રીડિત.

પૈસાના અતિ લોભથી પશુ સમા, સેવા ઇછે દામરે,
શાસ્ત્રોને અનુસાર સાર લઇને, નાદે સુતા દાનરે;
પાપી બાપ વસુ પ્રિતે પરહરે, સુતા બિચારી કુવે,
દુઃખો આફત આપદા બહુ થતાં, આંસુ ભરીને રૂવે. ૧
ઉઠોરે શુરવીર ધીર ધરિને, યા હોમ હોંસે કરો,
ધારો દૂષણ કાપવા સજનસો, પાછા પગોના ભરો;
સુધારો ધિરવીરથે ઝટ કરો, સુતો ન સુસ્તી કરો,
દેશે વિષવિલાસી દેવ સુખને, રૂડી ગતે આશરો. ૨

શ્રીમાળી શુભેચ્છક સભાના મેંમ્બર
ત્રવાડી કેશવજી વિશ્વનાથ. જાંબુડાના મહેતાજી
વતન પ્રોલ.

ઉપરનો નિબંધ છપાવી પ્રસિદ્ધ કરતાં આ સભા ઇચ્છેછે કે, ઘણા દેશી બાઇઓ તેનો લાભ લેશે અને કન્યાવિક્રયથી જે જે પાપો અને નુકસાનો નિબંધ કર્તાએ જણાવ્યાં છે, તેથી મુક્ત થવા કન્યાવિક્રય જેવા દુષ્ટ અને અધમ ચાલનો પોતે ત્યાગ કરશે અને પોતાના જાત ભાઇઓને એવા પાપી કામથી અટકાવવા પ્રયત્ન કરશે.
તથાસ્તુ. શ્રી. શુ. સભા.

## જે ગૃહસ્થોએ આશ્રય આપવા સારૂ વધારે નકલો રાખી તેઓનાં નામ.

૧૬૦ રા. રા. ઓઝા. મનસુખરામ કુબેરજી મુંબાઈ.
૨૪ ઓઝા. જગજીવન બાવાભાઈ રાજકોટ.
૨૦ રા. રા. જીવણલાલ વકીલ વઢવાણ કાંપ.
૧૦ પરી. પ્રાણજીવન નરોત્તમ ભરૂચ.
૯ રા. રા. નરસીંહપ્રસાદ હરીપ્રસાદ જુનાગઢ.
૧૫ વિપ્ર. લાલજી માધવજી લોઢવા જાંબુડા.
૬ રા. દવે. મયાશંકર કલ્યાણજી બાટીઆ.
૫ રા. શંકરલાલ અનુપરામ અમરાપુર.
૫ રા. મગનલાલ હરીશંકર મેરાણુ.
૫ ઓઝા. શીવશંકર ભવાનીશંકર અમદાવાદ.
૩ ત્ર. મગનલાલ દલપતરામ. ,,
૫ ત્ર. જટાશંકર લીલાધર જામનગર.
૩ ત્ર. પીતાંબર શીવશંકર. ,,

## જેઓની મારફતે ચારથી વધારે ગ્રાહકો થયાં તેઓનાં નામ.

૫૦ ત્ર. પ્રાણજીવન પુરૂશોતમ માંડવી કચ્છ.
૪૮ ત્ર. કેશવજી વિશ્વનાથ જાંબુડા.
૨૮ રા, જયશંકર વિશ્વનાથ ધ્રોળ.

૧૧ વકીલ. ઇશ્વર સદારામ પાદરા તાબે વડોદરા.

૧૧ રા. મૂળશંકર દામોદર ઉપલેટા.

૧૦ ઓઝા. વૈજનાથ માધવજી નળીઆ (કચ્છ)

૭ ત્રવાડી. નરભેરામ વિઠલજી અમરેલી.

૫ ત્ર. જયશંકર સુંદરજી ગોંડળ.

૬ ત્ર. જટાશંકર પીતાંબર ,,

૫ ઓઝા. જટાશંકર પીતાંબર વાંકાનેર.

૫ ઓઝા. ગવરીશંકર પ્રાણજીવન ,,

૫ આજમ. ડાહ્યાભાઈ ચત્રભજ કોટડા સાંગાણી.

૭ ઓઝા કલ્યાણજી રેવાશંકર જામનગર.

૧૦ ઓઝા. પીતાંબર રણછોડજી. ,,

૭ દવે. રેવાશંકર દયારામ. ,,

૩૦ બીજાં પરચુરણ ઘરાકો.



# જાહેરખબર.

આ પુસ્તક નિચે લખ્યાં ઠેકાણે લખવાથી મળશે.

**અમદાવાદમાં**—કવિશ્વર દલપતરામ ડાહ્યાભાઈ.

**ભાવનગર**—શ્રીમાળી શુભેચ્છક સભાના મંત્રી ત્ર. મણીશંકર છગનલાલ વકીલ.

**કચ્છમાંડવી**—ત્ર. ઈશ્વરલાલ હરજીવન ઠે. જાદવજી પંડ્યાના નિશાળમાં

**જામનગર**—અમને લખવાથી મળશે.

જોઈએ તેમણે ઉપરનાં હરકોઈ ઠેકાણે પોસ્ટેજ સાથે કિમતના રૂ૦-૪-૬ મોકલી દેવાથી મળશે. અગાઉથી થએલા ગ્રાહકોને ચોપડી મળે કે તરત પોસ્ટેજ સાથે કીંમત અમારા એજેન્ટને અથવા અમને મોકલવી. અને એજેન્ટોએ પોતાની મારફત થએલાં ગ્રાહકોના પૈસા તાકીદે વસુલ કરી મોકલવા કૃપા કરવી.

આ સભા તરફથી "શ્રીમાળી શુભેચ્છક" નામનું ચોપાનીયું દર માસ પ્રગટ થાયછે. તેમાં શ્રીમાળી બ્રાહ્મણ, વાણિયા, સોની વગેરેની ઉત્પત્તિનો ગ્રંથ **શ્રીમાળ પુરાણ** ગુજરાતી ટિકા સાથે છપાયછે. તથા બીજા સામાન્ય ઉપયોગી વિષયો છપાય છે. વરસની કીમત રૂ૧) છે.

જટાશંકર લીલાધર ત્રવાડી.

શ્રીમાળી શુભેચ્છક સભાના મંત્રી.

—❧—